# સ્તવનાદિ સંગ્રહ

[ સ્નાત્રપૂજા યુક્ત ]



—: સંપાદક :—

ભુરાભાઈ ફુલચંદ શાહ.

॥ वंदे श्री वीरमानंदम् ॥

શાહ ચીમનલાલ જેઠાલાલનાં માતુશ્રી બાઈ [illegible]તી તરફથી

═══ ભેટ ═══

# સ્તવનાદિ સંગ્રહ

[ સ્નાત્રપૂજા યુક્ત ]


સંપાદક

સંગીત પ્રેમી, શાહ ભુરાભાઈ ફુલચંદ.





પ્રકાશક

શાહ ચીમનલાલ જેઠાલાલ.

શાહપુર કુવાવાળી પોળ, અમદાવાદ.

વિક્રમાર્ક ૧૯૯૭ પ્રત ૨૨૫૦ આવૃતિ ૧ લી

-: મૂલ્ય સદુપયોગ :-

# ધન્યવાદ !

**ધર્માનુરાગી, શાહ ચીમનલાલ જેઠાલાલ.**

આ પુસ્તક ભેટ તરીકે પ્રસિદ્ધ કરવામાં આપની અમૂલ્ય પ્રેરણા અને ઉત્સાહભરી ધાર્મિક લાગણી સાથે આપે કરેલી લક્ષ્મીના સદ્ વ્યયને જ આભારી છે.

લી.

**સંગ્રાહક.**




**પરમ પૂજ્ય પિતાશ્રી શાહ ફુલચંદ ખીમચંદ—**

આપના પિતા અને મારા પૂજ્ય પિતામહ શ્રીયુત ખીમચંદભાઈમાં વિશાળ જ્ઞાન અને ઉત્તમ ધાર્મિક સંસ્કારો હતા. પોતાના વિચાર દોહન રૂપ "શ્રી જૈન તત્ત્વ સંગ્રહ" "જૈન માર્ગદિપીકા" વગેરે અતિ ઉપયોગી પુસ્તકો રચી જૈન બંધુઓની આગળ જૈન તરીકેની પોતાની ફરજ અદા કરી છે.

તેઓશ્રીના પુનિત પગલે ચાલી આપે પણ ધાર્મિક સંસ્કારો પ્રાપ્ત કરેલા છે. અને કંઈ પણ સક્રિય નિઃસ્વાર્થ સેવા કરવા માટે પ્રતિષ્ઠા, શાન્તિસ્નાત્ર, અને જ્યોતિષ શાસ્ત્રાદિનો અભ્યાસ કરી હિંદના અનેક સ્થળોમાં ધાર્મિક ક્રિયાઓ કરાવી, જીવનની સફલતા રૂપ ફરજ બજાવી રહ્યા છો.

આપે મને યત્કિંચીત્ ધાર્મિક સંસ્કાર સાથે અદ્યાપિ પર્યંત પ્રતિષ્ઠાદિ ક્રિયાઓનું જ્ઞાન આપી, મારામાં ધર્મભાવનાનાં જે બીજ રોપ્યાં છે તે માટે હું આપનો અત્યંત ઋણી છું.

આવા આપના અનેકશઃ ઉપકારથી આકર્ષાઈ આ લઘુ પુસ્તક આપને સવિનય અર્પણ કરી અત્યાનંદ અનુભવું છું.

લી૦ આજ્ઞાંકિત

ભુરાભાઇ

# પ્રસ્તાવના

ધર્મના પસાયથી મનુષ્ય આ ભવ અને પરભવનું ભલુ કરી શકે છે. આત્મ કલ્યાણની દૃષ્ટિએ વિચારીએ તો ભક્તિ-રસ પ્રધાન સંગીત ચોત્રીશ અતિશય અને આઠ પ્રાતિહાર્ય-લક્ષ્મીથી અલંકૃત તીર્થંકર પદવી મેળવી આપે છે. જુઓ-સ્વર્ણમયી લંકાપતિ રાવણે અષ્ટાપદ પર્વત ઉપર શ્રી જિનેશ્વર દેવ આગળ ભક્તિના ઉત્કર્ષથી તીર્થંકર નામગોત્ર ઉપાર્જન કર્યું. આ પણ એક ભક્તિરસ પ્રધાન સંગીતનો જ પ્રભાવ છે.

ભક્તિરસપ્રધાન સંગીત આધ્યાત્મિક ભાવો પેદા કરવાનું અમૂલ્ય સાધન છે. તે માટે આપણા પૂર્વાચાર્યોએ શાસ્ત્રોમાં પ્રથમથીજ સંગીત કલાને સ્થાન આપેલ છે. આપણા સાહિત્યમાં પૂજાઓ, સ્તવનો, સજ્ઝાયો કે પદો એના પ્રત્યક્ષ ઉદાહરણો છે. સંગીત-આધિ-વ્યાધિ, ભૂલાવી સ્વપરને આનંદ આપનાર તથા આરોગ્યને સારી અસર કરનાર વસ્તુ છે. ગાયક સુંદર રીતે અને ભાવપૂર્વક સ્તવનાદિ ગાતો હોય ત્યારે ગમે તેવા આત્માને પણ ઉચ્ચ શ્રેણીએ પહોંચાડે છે.

તે કારણુથી જ આપણા પૂર્વ મહાપુરૂષોમાં સંગીતનું ખૂબ જ જ્ઞાન હતું.

સંગીત કલા એક મહાન વિદ્યા છે. તેમાં સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર ઘણા ઓછા થયા છે.

પ્રાચીન સંગીત અને આધુનિક સંગીત પરત્વે મારા વિચારો દર્શાવું છું.

## પ્રાચીન તથા અર્વાચીન સંગીત—

પ્રાચીન સંગીત પદ્ધતિ સંગીન અને સાચી હતી. સંગીનતાથી જ સર્વ કાર્ય સંગીન–વ્યવસ્થિત બને છે. પ્રાચીન ધર્મચુસ્ત મહાજ્ઞાની કવિજનોએ શાસ્ત્રીય પ્રાચ્ય ભાવવાહી સંગીત પદ્ધતિમાં શાન્તરસ–કરૂણારસ–વૈરાગ્યરસ–ભક્તિરસ આદિ પ્રશસ્ત રસોની અનેકવિધ પુષ્ટિ કરેલી છે. પૂર્વ મહર્ષિઓનાં તે પદ્યો–સંગીત દરેક પ્રશસ્ત રસનું પોષણ આપવા પુરતાં જ છે એટલુંજ નહિ પરંતુ હજારો સુબોધ–કિરણોદ્વારા ભવ્યજનોના હૃદય કમળમાં અનેરો પ્રકાશ પાડવામાં સહસ્ર કિરણ સૂર્ય સમાન છે. અહો! તે પ્રાચ્ય પદ્યો કયાં? અને ખદ્યોત તુલ્ય અર્વાચીન આ પદ્યો કયાં? ખરેખર આકાશ જમીન જેટલું મહદ્ અંતર છે, છતાં પ....ણ....

## આધુનિક સંગીતનું પ્રયોજન—

કાળ પરિવર્તનશીલ હોવાથી વર્તમાનકાળમાં–નાટક,

સીનેમા, બોલતી ફિલ્મો, રેડીયો, ગ્રામોફોનની રેકર્ડો વગેરે દ્વારા અવનવા રાગમયથી સંગીત અનેક રીતે પ્રસિદ્ધિ પામ્યું છે અને તે યુવક યુવતિ તેમજ બાળસમૂહને પોતાની તરફ વધુ આકર્ષી રહ્યું છે.

આ આધુનિક નાટક, સીનેમા, બોલતી ફિલ્મો, તથા રેકર્ડો વિગેરે દ્વારા પ્રચારમાં આવતું સંગીત પ્રાય: શૃંગારરૂપ હોય છે. અને તેથી કરી પરિણામે વિશેષ પ્રકારે વિષય કષાયના પંથે વિચરી જીવનને ભસ્મીભૂત કરી મૂકે છે આત્મા નિમિત્તવાસી એટલે કે મળતાં (માની લીધેલા) અનુકુળ આલંબનોમાં ઢળી જતો હોવાથી આવા સંગીતના ગાયકો તથા શ્રોતાઓ તે તરફ પ્રગતિ કરે એ સ્વાભાવિક છે. માટે તેઓ આવા શ્રૃંગાર પ્રધાન ગાયનોની ધૂનમાં પોતાના જીવનને વેડફી ન નાખે, તેનાથી બચવા અને આત્મ કલ્યાણના અર્થે આમાં નૂતન રાગના ગાયનોનું અવલંબન લેવામાં આવ્યું છે વળી સાથોસાથ ભક્તિરસ, વૈરાગ્યરસ વિગેરે પ્રશસ્ત રસોના પોષણ દ્વારા નૂતન રાગના ગાયનોનો પ્રેમી વર્ગ તે નૂતન રાગથી પરમાત્માના ગુણોનો પ્રેમી બને. એવા આશયથી આ "સ્તવનાદિ સંગ્રહ"માં નૂતન રાગનાં સ્તવનાદિનો સમુચ્ચય કરવામાં આવ્યો છે.

અમારા તરફથી નૂતન સ્તવનોનાં હેન્ડબીલ કેટલાંક છપાવેલાં

તે બધા સ્તવનોના સંગ્રહની બુક છપાવવા માટે ઘણા ભાઇઓની સતત માગણી હોવાથી પ્રાચીન તથા અર્વાચીન સ્તવનો પદ્યો સજ્ઝાયો, અને સ્નાત્રપૂજા, શાન્તિકળશાદિનો સંગ્રહ કરી જનતા પ્રભુ ભક્તિમાં વધુ લાભ લે, એ દૃષ્ટિએ આ બુક છપાવી છે.

શરૂઆતમાં મેં સંગીતનો અભ્યાસ ગામ કડીના જુના અને અનુભવી ભોજક હેમચંદ લાલચંદ પાસે કર્યો હતો તેમણે ઘણા પ્રેમથી નિખાલસ મનથી મહેનત કરી સંગીતનો અભ્યાસ કરાવ્યો છે તે બદલ તેમનો ઉપકાર માનું છું. ત્યારબાદ શાસ્ત્રીય સંગીતનું ઉચ્ચ પ્રકારનું જ્ઞાન ધરાવનાર જાણીતા સંગીતરત્ન ગંધર્વ ગોરધનદાસે કેટલોક અભ્યાસ કરાવી, તેમણે પદ્ધતિસર સંગીતનો પરિચય વધારવામાં જે સહાય કરી છે. તે માટે તેમનો પણ આ સ્થાને આભાર માનવો ઘટે છે.

આ બુકમાં જે જે મહાશયોએ પોતાની કૃતિઓ આપી છે તેમજ સહાનુભુતિ દર્શાવી છે તે સર્વેનો ભૂરિભૂરિ આભાર માનું છું.

પ્રાન્તે આ "સ્તવનાદિ સંગ્રહ" દ્વારા ભવ્ય જીવો ભક્તિ ભાવથી તરણ તારણ શ્રી જિનેશ્વર દેવના ગુણગાન ગાઈ, ભક્તિ પ્રધાન મનુષ્ય જન્મ જીવી, સ્વકીય કર્મપંકથી નિર્મળ બની, યાવત્ અખંડ મુક્તિ સુખના ભાજન બનો.

એવા શુભ આશયપૂર્વક અનાભોગ વિલસિત સ્ખલનાઓ તથા પ્રેસદોષને અંગે રહી ગએલ અશુદ્ધિઓ, ભૂલો તેમજ ત્રુટીઓ માટે 'મિથ્યાદુષ્કૃત' દઈ સુજ્ઞ વાંચક વર્ગ સુધારી વાંચવા કૃપા કરશે. એજ અભ્યર્થના.

લી૦

વિક્રમાર્ક ૧૯૯૭
વૈશાખ વદિ ૧૦



ભુરાભાઈ ફુલચંદ શાહ
શાહપુર, મંગળપારેખનો ખાંચો,
રેવાદાસની પોળ,. અમદાવાદ

# અનુક્રમણિકા

,, નૈયા ડૂબીરે સંસાર
૪૭ મારા તુમ દર્શનના કોડ
,, આતો લાખેણી આંગી કહેવાય
૪૮ લગાદે લગાદે કિનારે કિનારે
૪૯ તાત તુમે છો તારણહાર
,, ભમી ભમીને ભવ સાગરમાં
૫૦ અજબ મૂરતી મહાવીર કેરી
,, કુંવારી રાજુલ છોડી જાય
૫૧ શીતળ છે ને તારક પણ છે
,, ચલો વીર પૂજન તનમન ધનથી
૫૨ અબ હમ અમર ભયે ન મરેંગે
૫૩ ભજુ પદ હું શ્રી જિનવરકા
,, પ્રભુ બીન મોરી કોન ખબર લે
૫૪ સિમરૂં નામ સિરિ ભગવાન
,, નિવૃતિ નગરી દિખાય દીયોરે
૫૫ કયારે મને મળશે મ્હારો સંત.
,, જાગો ચેતન પ્યારે...જાગો
,, આવો આવો હે વીર સ્વામિ
૫૬ મહાવીર દર્શન કેરા લાભ
૫૭ તારોજી ફિરતે આયે
,, શાન્તિ સુરત તમારી જોતાં
૫૮ જીયા જીણુંદ કો ધ્યાના
,, પ્રભુ ભજલે મેરા દિલ રાજી
૫૯ દરિસન પ્રાણ જીવન મોહે દીજે

૫૯ કંચન વરણો નાહ રે.
૬૦ કયું કર ભક્તિ કરૂં પ્રભુ તેરી?
,, સરણાં તિહારે ગહી છે.
૬૧ દેખો માઇ અજબ રૂપ જીનજીકો
,, વિમલગિરિ કયું ન ભયે હમમોર
૬૨ સોયા જીંદગી સારી...સોયા.
,, વ્હાલુ વ્હાલું મહાવીર તારૂં ધ્યાન
૬૩ માનો શ્રી નેમ મારા માનો.
૬૪ તારો તારો હો પાર્શ્વ જિણંદ
૬૫ ગિરૂઆરે ગુણ તુમ તણા
,, પગ ઘુઘર બાંધ કર નાચું
૬૬ પ્રભુકે બચન મત ભોલ,
,, નવ પદકા ધરો ધ્યાન
૬૭ જરા જોને જીવલડા તું તન્દ્રા તજી
,, જો જિનકી પૂજા કર જાવે
,, જિનંદ પદ કયું બિસરો રે.
૬૮ વીર વીરકા કરો ગાન
૬૯ પ્રીતિ પાર્શ્વ પ્રભુજીસે ધાર,
૭૦ શુભ મારગ દિખલાદે
૭૧ મહાવીર મુરત બસી મોરે મનમેં
,, નાવરીયા મોરા કૌન ઉતારે.
,, ઐસી કરો બક્ષીસ પ્રભુ મોહે
૭૨ જ્યોતિ અજબ છે જિનવર
,, એ...એ નેમી જિનંદ મુજ.

પંજાબ કેસરી શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી શિષ્ય
તપોનિધિ મુનિશ્રી વિવેકવિજયજી શિષ્યરત્ન
આચાર્યશ્રી વિજયઉમંગસૂરીજી સંશોધિતઃ-

## અપૂર્વ ગ્રંથ !

ઉત્તરાધ્યયન સૂત્ર-(શ્રીનેમિચંદ્રાચાર્ય કૃત) કિં. ૪-૦-૦
ઋષિમંડલવૃત્તિ (પદ્મમંડનગણીકૃત ટીકાવાળી) કિં. ૪-૪-૦
સુદંસણા ચરિયં (યાને સમલિયા વિહારો) કિં. ૧-૮-૦
સાધુ સાધ્વી આવશ્યકક્રિયાનાં સૂત્રો કિં. ૦-૩-૦
કથાચતુષ્ટયી કિં. ૦-૪-૦
× શ્રી સંક્ષેપ સમરાદિત્ય ચરિતમ્ (ભેટ)
× ચંદ્રપ્રભ ચરિતમ્ (ભેટ)

મળો યા લખોઃ—
માસ્તર છોટાલાલ નાનચંદ
પાંજરા પોળ, કોટન ચાલ,
અમદાવાદ.

પ્રકાશક
શાહ ફુલચંદ ખીમચંદ
મુ. વલાદ A. P. Ry.
( જીલ્લા અમદાવાદ )

× આ પુસ્તકો હાલ સીલીકમાં નથી.

# શ્રી સ્નાત્રપૂજા અને વિધિ.

## સ્નાત્ર–વિધિ.

૧. પ્રથમ ત્રણ ગઢને બદલે સુંદર ત્રણ બાજોઠ મૂકી તે ઉપર સિંહાસન મૂકવું.

૨. પછી નીચેના બાજોઠ ઉપર વચમાં કેસરનો સાથીયો કરી ઉપર ચોખા પુરીને શ્રીફળ મૂકવું.

૩. પછી તેજ બાજોઠ ઉપર કેશરના સાથીયા આગળ બીજા ચાર સાથીયા કરી તે ઉપર ચાર કળશ પંચામૃત ભરી દરેક કળશને નાડાછડી બાંધીને મૂકવા.

૪. સિંહાસનના મધ્ય ભાગમાં કેશરનો સાથીયો કરી ચોખા પુરી રૂપાનાણું મૂકી ત્રણ નવકાર ગણી તેના ઉપર ધાતુના પ્રતિમાજી પધરાવવા.

૫. વળી પ્રતિમાજીની આગળ બીજો સાથીયો કરી તેના ઉપર સિદ્ધચક્રજી પધરાવવા.

૬. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસીકા સુધી ઉંચો ઘીનો દીવો મૂકવો.

૭. પછી સ્નાત્રીયાઓએ હાથે નાડાછડી બાંધી હાથમાં પંચામૃત ભરેલો કળશ લઈ ત્રણ નવકાર ગણી પ્રભુજીને તેમજ સિદ્ધચક્રજીને પખાળ કરવો.

૮. પછી વાળાકુંચી કરી પાણીનો પખાળ કરી ત્રણ અંગલુહણા કરી કેસર વડે પૂજા કરવી.

૯. પછી હાથ ધુપી પોતાના જમણા હાથની હથેળીમાં કેસરનો ચાંલ્લો કરવો.

૧૦. પછી કુસુમાંજલીનો થાળ લઇ સ્નાત્રીયાઓએ ઉભા રહેવું.

## પંડિત શ્રી વીરવિજયજી કૃત

# સ્નાત્ર પૂજા

---

( પ્રથમ કળશ લઇ ઉભા રહેવું. )

### ॥ કાવ્યં દ્રુતવિલંબિત વૃત્તમ્ ॥

સરસ શાન્તિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્ન મહાગરં ॥ ભવિકપંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ॥ ૧ ॥

( અહીં પખાલ કરવો. )

### ॥ દોહા ॥

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક ॥
મજ્જનપીઠે થાપીને, કરીયે જળ અભિષેક ॥ ૨ ॥

( કુસુમાંજલિની થાળી લઇ ઉભા રહેવું. )

### ॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

જિણજમ્મસમય મેરૂ-સિહરે, રયણ કણય કલસેહિં ॥
દેવાસુરહિણ્હવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥ ૨ ॥

( પ્રભુના જમણા અંગૂઠે કુસુમાંજલિ મૂકવી. )

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

નિર્મલ જળ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમુલક અંગ ધરાવે ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા ॥ સિદ્ધ સ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મળ હુઇ સુખમાલી ॥ કુ૦॥ ॥૪॥

## ॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥ ઢાળ ॥

મચકુંદચંપમાલઈ, કમલાઈં પુપ્ફપંચ વણ્ણાઈં ॥
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિ દિંતી ॥ ૫ ॥
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્ય: ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દિજે ॥ કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા ॥ ૬ ॥

## ॥ દોહા ॥

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર ॥
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર ॥ ૭ ॥
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્ય: ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

કૃષ્ણાગરૂ વર ધૂપ ધરીજે, સુગંધકર કુસુમાંજલિ દીજે, કુસુમાંજલી મેલો નેમિ જિણંદા ॥ ૮ ॥

## ॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

જસુપરિમલબલદહદિસિ, મહુકરઝંકાર સદ્દસંગીયા ॥

જિણુ ચલણોવરિમુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા ॥ ૯ ॥
નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્ય: ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

પાસ જિણેસર જગ જયકારી જલ થલ ફુલ ઉદક કર- ધારી ॥ કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા. ॥ ૧૦ ॥

## ॥ દોહા ॥

મૂકે કુસુમાંજલિ સુરા, વીરચરણ સુકુમાલ ॥
તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ. ॥૧૧॥
॥ નમોર્હત્૦ ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી ॥ કુસુમાંજલિ મેલો વીર જિણંદા ॥ ૧૨ ॥

## ॥ વસ્તુ ॥ છંદ ॥

ન્હવણકાળે ન્હવણકાળે, દેવદાણવ સમુચ્ચિય ॥ કુસુમાંજલિ તહિં સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય ॥ જિણપયકમલે નિવડેઇ, વિગ્ઘહર જસ નામ મંતો ॥ અનંત ચઉવીસ જિન, વાસવ મલિય અસેસ ॥ સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિસેસ ॥ કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા ॥ ૧૩ ॥

॥ નમોર્હત્૦ ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્તમાન ચઉવીસી સંભારૂં ॥
કુસુમાંજલિ મેલો ચોવીશ જિણંદા ॥ ૧૪ ॥

## ॥ દોહા ॥

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ ॥
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ ॥ ૧૫ ॥

॥ નમોર્હત્‌૦ ॥

## ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભવીરવિજય જયકારા ॥
કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા ॥ ૧૬ ॥

## ॥ ઇતિ શ્રી કુસુમાંજલિ ॥ ઢાળ ॥

પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઈ જગચિંતામણિનું ચૈત્યવંદન કહી "નમુથ્થુણં" કહી જયવીયરાય પર્યંત કહે. પછી હાથ ધુપી મુખકોશ બાંધી કળશ લેઇ ઉભા રહીને કળશ કહે. તે કળશ—

## ॥ અથ કળશ ॥ દોહા ॥

સયલ જિણેસર પાય નમી, કલ્યાણકવિધિ તાસ ॥
વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પૂગે આશ ॥ ૧ ॥

## ॥ ઢાળ ॥

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ

રમ્યા ॥ વીશ સ્થાનક વિધિએ તપ કરી, એસી ભાવદયા દિલમાં ધરી ॥ ૧ ॥ જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી ॥ શુચિરસ ઢલતે તિહાં બાંધતાં તીર્થંકર નામ નિકાચતા ॥ ૨ ॥ સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી ॥ ચ્યવી પન્નર ક્ષેત્રે અવતરે, મધ્યખંડે પણ રાજવી કુલે ॥ ૩ ॥ પટરાણી કુખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો ॥ સુખશય્યાયે રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે ॥ ૪ ॥

## ॥ ઢાળ સ્વપ્નની ॥

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો, ત્રીજે કેશરી-સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ॥ ૧ ॥ પાંચમે ફૂલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા ॥ રવિ રાતો ધ્વજ મહોટો, પૂરણ કળશ નહીં છોટો ॥ ૨ ॥ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર ॥ ભુવનવિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ॥ ૩ ॥ સ્વપ્ન લહી જઈ રાયને ભાષે, રાજા અર્થ પ્રકાશે ॥ પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ॥ ૪ ॥

## ॥ વસ્તુ છંદઃ ॥

અવધિ નાણે અવધિ નાણે, ઉપરના જિનરાજ ॥ જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર ॥ મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાતસુંદર, માતા પણ આનંદિયા, જાગતી ધર્મ વિધાન, જાણંતી જગતિલક, સમો, હોશે પુત્ર પ્રધાન ॥ ૧ ॥

॥ દોહા ॥

શુભલગ્ને જિન જનમિયા નારકીમાં સુખ જ્યોત,
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ કડખાની દેશી ॥

સાંભળો કળશ જનમહોત્સવનો ઇહાં ॥ છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં ॥ માય સુત નમીય, આણંદ અધિકો ધરે ॥ અષ્ટ સંવર્ત્ત વાયુથી કચરો હરે ॥ ૧ ॥ વૃષ્ટિ ગંધોદકે, અષ્ઠ કુમરી કરે ॥ અષ્ટ કલશા ભરી. અષ્ટ દર્પણ ધરે ॥ અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી ॥ ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ॥ ૨ ॥ ઘર કરી કેળના, માય સુત લાવતી ॥ કરણ શુચીકર્મ જળ, કલશે ન્હવરાવતી ॥ કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી ॥ રાખડી બાંધી જઇ. શયન પધરાવતી ॥ ૩ ॥ નમીય કહે માય તુજ, બાળ લીલાવતી ॥ મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ ॥ સ્વામિ ગુણ ગાવતી, નિજ ઘર જાવતી ॥ તેણે સમે ઇંદ્ર સિંહાસન કંપતી ॥ ૪ ॥

॥ ઢાળ ॥ એકવીશાની દેશી ॥

જિન જન્મ્યાજી, જિણ વેળા જનની ઘરે ॥ તિણ વેળાજી, ઈંદ્ર સિંહાસન થરહરે ॥ દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા ॥ દિશિનાયકજી, સોહમ ઈશાન બિહું તદા ॥ ૧ ॥

॥ ત્રોટક છંદ ॥

તદા ચિંતે ઈંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો ॥

।જનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ॥ ૧ ॥ સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમે કરે ॥ સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે ॥ ૨ ॥

અહીં ઘંટ વગાડવો.

## ॥ ઢાળ ॥ પુર્વલી ॥

એમ સાંભળીજી સુરવર કોડિ આવી મળે ॥ જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે ॥ સોહમપતિજી, બહુ પરિવારે આવીયા ॥ માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ॥ ૩ ॥

(પ્રભુને ચોખાથી વધાવવા.)

## ॥ ત્રોટક ॥

વધાવી બોલે હે રત્નકુક્ષી, ધારિણી તુજ સુતતણો ॥ હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિ ઘણો ॥ એમ કહી જિન પ્રતિબિંબ સ્થાપી, પંચ રૂપે પ્રભુ ગ્રહી॥ દેવ દેવી નાચે હર્ષ સાથે. સુરગિરિ આવ્યા વહી. ॥ ૪ ॥ ॥ ઢાળ ॥ પૂર્વલી ॥ મેરૂ ઉપરજી પાંડુકવનમેં ચિહું દિશે ॥ શિલા ઉપરજી. સિંહાસન મન ઉલ્લસે ॥ તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા, હરિ ત્રેસઠજી. બીજા તિહાં આવી મળ્યા ॥ ૫ ॥

## ॥ ત્રોટક ॥

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના ॥ માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના ॥

અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે ા ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે ા ૬ ા

## ા ઢાળ ા વિવાહલાનો દેશી ા

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા ા પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશ ભરાવે ા ૧ ા તીરથ જળ ઔષધી લેતા. વળી ખીરસમુદ્રે જાતા ા જળ કળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળા લાવે ા ૨ ા સિંહાસન ચામર ધારી. ધૂપધાણું રકેબી સારી ા સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ ા ૩ ા તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે ા કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ા ૪ ા

## ા ઢાળ ા રાગ ધનાશ્રી ા

આતમભકિત મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનું જાઈ ા નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મીધર્મ સખાઇ ા જોઇસ વ્યંતર, ભુવનપતિના, વૈમાનિક સુર આવે ા અચ્યુતપતિ, હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે ા આ૦ ા ા ૧ ા અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો ા ચઉસઠ્ઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો ા સાઠ લાખ ઉપર એક કોડિ; કળશાનો અધિકાર ા બાસઠ ઇંદ્રતણા તિહાં બાસઠ લોકપાલના ચાર ા આ૦ ા ૨ ા ચંદ્રની પંક્તિ છાસઠ, છાસઠ, રવિસેણી નરલોકો ા ગુરૂસ્થાનક સુર

કેરો એકજ, સામાનિકનો એકો ॥ સોહમપતિ ઈશાનપતિની, ઇંદ્રાણીના સોલ ॥ અસુરની દશ ઇંદ્રાણી નાગની. બાર કરે કલ્લોલ ॥ આ૦ ॥ ૩ ॥ જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉચઉ, પર્ષદા ત્રણનો એકો ॥ કટકપતિ અંગરક્ષક કેરો એકએક સુવિવેકો ॥ પરચુરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિ-ષેકો ॥ ઇશાનઇંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો ॥ આ૦ ॥ ૪ ॥ તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે ॥ વૃષભરૂપ કરી શ્રૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે ॥ પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગ રોલે ॥ મંગળ દીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે ॥ આ૦ ॥ ૫ ॥ ભેરી ભૂંગલ તાલ બજાવત, વળિયા જિન કર ધારી ॥ જનની ઘર માતાને સોંપી, એણિપરે વચન ઉચ્ચારી ॥ પુત્ર તુમારો સ્વામી હમારો, અમ સેવક આધાર ॥ પંચધાવિ રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણહાર ॥ આ૦ ॥ ૬ ॥ બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે ॥ પૂરણ હર્ષ કરેવાકારણ, દ્વીપ નંદીસર જાવે ॥ કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે ॥ દીક્ષા કેવલને અભિલાષે, નિત નિત જિન ગુણ ગાવે ॥ આ૦ ॥ ૭ ॥ તપગચ્છ ઈસરસિંહ સૂરીશ્વર, કેરા શિષ્ય વડેરા ॥ સત્યવિજય પન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા ॥ ખિમાવિજય તસ સુજશવિજયના, શ્રી શુભવિજય સવાયા ॥ પંડિત વીરવિજય શિષ્યે જિન, જન્મ મહોત્સવ ગાયા ॥ આ૦ ॥ ૮ ॥ ઉત્કૃષ્ટા એકસો

ને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ ॥ અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ ॥ સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ ॥ મંગળલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ ॥ આ૦ ૯ ॥

અહીં કળશાભિષેક કરીયે, પછી દુધ, દહીં, ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરીને પછી પૂજા કરીએ ને ફુલ ચઢાવીએ. પછી લૂણ ઉતારી આરતી ઉતારવી. પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા, પછી પડદો કાઢી નાંખી મંગલ દીવો ઉતારવો.

## શ્રી શાંતિ જિન કલશ.

### ॥ કાવ્ય ॥

શ્રેયઃ શ્રી જય મંગલાભ્યુદયતા–વલ્લીપ્રરોહાંબુદો ।
દારિદ્રય દ્રુમકાનનૈકદલને મત્તોધ્ધુરઃ સિંધુરઃ ॥
વિશ્વેઽસ્મિન્ પ્રગટ પ્રભાવમહિમા–સૌભાગ્યભાગ્યોદયઃ ।
સઃ શ્રી શાંતિજિનેશ્વરોઽભિ મતદો, જીયાત્ સુવર્ણચ્છવિઃ ॥૧॥

### ॥ ગદ્ય પાઠ ॥

અહો ભવ્યાઃ । શૃણુત તાવત્ સકલ મંગલમાલા-કેલીકલનલ સનકમલીલાસકલ કરો લંબિતાં ચિત્તવૃત્તયો વિહિત શ્રી જિનેન્દ્ર ભક્તિ વૃત્તયઃ સાંપ્રતં શ્રીમત્ શાંતિ-જિન જન્માભિષેક કલશં.

## ઢાળ–રાગ વસંત આરામમંદરભાવ–એ દેશી

શ્રી શાંતિ જિનવર સયલ સુખકર કલશ ભણિએ તાસ, જીમ ભવિકજનને સર્વ સંપત્તિ બહુલ લીલવિલાસ; કુરૂ-નામે જનપદ તિલક સમોવડ હથ્થિણાઉર સાર, જિણિનયરિ કંચણ રયણ ધણધણ સુગુણજણ આધાર ॥ ૧ ॥ તિહાં રાય-રાજે બહુ દિવાજે વિશ્વસેન નરિંદ, નિજ પ્રકૃતિ સોમહ તેજી તપનહ માનુચંદ દિણંદ; તસ પણયખાલી નૃપ પટ્ટ-રાણી નામે અચિરા નાર, સુખ સેજ સુતાં ચૌદ પેખે સુપન સાર દુવાર ॥ ૨ ॥ શ્રી શાંતિકરણ જિન શાંતિ જિનેસર દેવ, જે યોગ ક્ષેમંકર જગહિતકર નિતમેવ; વિશ્વસેન નરે-સર વંશમહોદધિ ચંદ, મૃગલંછન કંચન વાને શમ સુખ કંદ ॥ ૩ ॥ જે પંચમ ચક્રી સોલસમો જિનરાય, જસ નામે સઘળાં ઇત ઉપદ્રવ જાય; આવી ઉપન્ના અચિરાદેવી કુખે, નિજ મુખ ઉતરતાં ચૌદ સુહણાં દેખે ॥ ૪ ॥

### ( દુહા )

ભાવારથ જેહવા હુસ્યે, દ્રવ્ય ભાવથી જેહ;
જિણગુણ દાખું લેશથી, મતિમંદે કહું તેહ.

## ઢાળ–તેહીજ સામેરી તથા નટ્ટગાઇરે.

ઉન્નત સિત ગજવર ચઉવિધ ધર્મ કહંત, માનુ મોહ-મહાગઢ તસ સિર દોટ દિયંત; ઐરાવણ પતિ નતિ સેવિત ચઉગતિ અંત, તિણ હેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત

॥ ૧ ॥ સંયમ ભાર વહેવા ધોરી વૃષભ કહાવે, ભરતે ભવિ ક્ષેત્રે બોધિ બીજ વર વાવે; જસ ઉન્નત કુકુમ ઉન્નત ગોત્ર ને વશ, સિત અમૃત મંગલ મુખ બીજે વૃષભ અવતંસ ॥ ૨ ॥ પરતીર્થિક સ્વાપદ પીડિત ભવિવન રાખે, એકલ મલ્લ દુર્દ્ધર સિંહ પરાક્રમ દાખે; પરિસહ ગજ ભેદી નહિ અસહાય અબીહ એહવો એ હોસ્યે આવી ઈમ કહે સિંહ ॥ ૩ ॥ દેઈ વાર્ષિક દાને જિનપદ લચ્છી લહેસે, મુજ ચાપલદુષણ એહને સંગે મિટસ્યે; જડકંટક સંગિ નિજકજ છંડિ વાસ, કરે લક્ષ્મી ચોથે સુપને અર્થ વિલાસ ॥ ૪ ॥ ત્રિભુવન શિર ધરશે જસ આણા સુરધામ, નિજ જસભર સુરભિત જગત હોસ્યે ઉદ્દામ; એ પંચમ સુહણે છઠ્ઠે શસિ-ધર દેખે, નિકલંક હું થાઉં તુજ સુત સંગ વિશેખે ॥ ૫ ॥ કુવલયે મુદ દેસ્યે શમ ચંદ્રા તપ યુક્ત, હવે સપ્તમે દિન-કર મિથ્યા તિમિર વિમુક્ત; ભવિ કમલ વિકાસે માનુ કહે પુષ્પદંત, તુમ સુતપરિ અમચો નિત્ય ઉદય પભણંત ॥ ૬ ॥ કુલધ્વજ તુમ નંદન ધર્મ્મધ્વજે સોહંત, સવિ ત્રિભુવન માંહે એહીજ એક મહંત; ઈમ અટ્ઠમ સુહણે ભવિકને ભાવ જણાવે; હવે નવમે કુંભો સુપને એમ કહાવે ॥ ૭ ॥ જ્ઞાન, દર્શન, ચારિત્ર ધર્મ મહા પ્રાસાદ, તસ શિખરે ઠવશે આતમ નહિ વિખવાદ; દશમે પદમ સરોવર સુકૃતકજ પદ ઠાવે, એ પાવન કરશે જ્ઞાનાંજલિ મંગલ ભાવે ॥ ૮ ॥ તુજ સુતગુણ રયણે ગંભિરો સુગુણ મહેઠો; થયો જાણી સેવે ખીર સમુ-

દ્રજ મીઠો, તેહ ભણી મુજનીરે હોજ્યો તનુપરિભોગ, એકાદશ સુહણે માનુ એ વિનતિ યોગ ॥ ૯ ॥ વળી ભવન વિમાનાધિપ ચઉ દેવનિકાય, સેવિત એ હોસ્યે પાસે સુર સમુદાય; બારમે એ જાણો તેરમે રયણનો રાશિ, ધન કંચન દેઇ કરશે ત્રિગડે વાસિ ॥ ૧૦ ॥ જ્ઞાનાદિક ગુણમણિ દેશે ભવિને એહ, વરવારિકાઘોષી પૂરવ પરિગુણ ગેહ; નિજકર્મ ઇંધણને ધ્યાનાનલસ્યું જ્જાલી, નિજ આતમ નિર્મલ કંચનપરિ અજુઆલી ॥ ૧૧ ॥ નિર્ધ્ધૂમ અગ્નિસમ ભવિસોવનકરિ શુદ્ધ; ચૌદસમે સુહણે અષ્ટકર્મક્ષયે સિદ્ધ; ચૌદરાજની ઉપર કરશે જે અહિઠાણ, તેહ ભણિ સંપૂરણ ચૌદ સુપન મંડાણ ॥ ૧૨ ॥ ગુણલક્ષણ લક્ષિત અતિ સુંદર આકાર, જિન માતા ચૌદે દેખે સુપન ઉદાર; પણ ચક્રિ માતા કાંઈક તેજે હિણ, દેખે દોઈ પદધર દોઈવાર ગુણપીણ ॥ ૧૩ ॥ કુલકીરતી થંભો કુલોદ્ધાર કુલમેર, કુલ સુરતરૂપાદપ જેહને નહિ ભવફેર, કુલ મંડણ દિપક જીપક દુસમન કોડિ; ત્રિભુવન જસ ભગતિ નમશે પદ કરજોડિ ॥ ૧૪ ॥ વળી હોડી ન એહની કરતા ભવન મઝાર, લોકોત્તર ચરિતે ધન્ય હોશે અવતાર; વળી જ્ઞાનવિમળ ગુણ જેહના કહેતાં પાર; ન લહે મુખ કહેતાં જો સુરગુરૂ અવતાર ॥ ૧૫ ॥

## ॥ ઇતિ શાંતિજિન ચૌદ સુપનાર્થં સ્તવનં ॥

॥ ઢાળ ॥

સવ્વટ્ઠ સીદ્ધ વીમાનથી તવ ચવીય ઉયરી ઉપન્ન, બહુ-
લદ્દ મદ્દવ કસિણુ સત્તમિ દિવસ ગુણુસંપુન્ન; તવરોગ સોગ
વિયોગ વિદુર મારીઈતિ શમંત, વરસયલ મંગલ કેલિકમલા
ઘરઘરે વિલસંત ॥ ૧ ॥ વરચંદ યોગે જિઠ્ઠતેરસવેદિન થયો
જન્મ; તાં મજ્જરયણી દીશા કુમરી કરે સુઈકમ્મ; તવ
ચલિય આસણુ ઇંદમુણિય સવી હરિ ઘંટનાદેમેલિ, સુરવિંદ
સહ્ઠે મેરૂપછે રચ્ચે મંજ્જણુકેલિ ॥ ૨ ॥

ઢાળ—નાભીરાયા ઘરિ નંદન જનમીયા—એ **દેશી** ॥

વિશ્વસેન નૃપ ઘરિ, નંદન જનમીયા એ
તિહુયણુ ભવિયણુ પ્રેમશું પ્રણુમિયા એ.

॥ ત્રુટક ॥

પ્રણુમિયા ચઉસહિ ઇંદ, લેઈ ઠવે મેરૂ ગિરીંદ; સુરન-
દીય નીર સમીર, તિહાં ક્ષીરજલનિધિ નીર ॥ ૧ ॥ સિંહા-
સણે સુરરાજ, તિહાં મલ્યા દેવ સમાજ; સવિ ઔષધીની
જાત, તીહાં સરસ કમલ વિખ્યાત ॥ ૨ ॥

॥ તાલ ॥

વિખ્યાત વિવિધ પરિકર્મના એ,
તિહાં હરષભર સુરભી વર દામના એ ॥

॥ ત્રુટક ॥

વરદામ માગધ નામ, જેહતીર્થ ઉત્તમ ઠામ; તિહાં
તણી માટી સર્વ, કર ગ્રહે સર્વ સુપર્વ ॥ ૩ ॥ બાવના

ચંદન સાર, અભીઓગી સુર અધીકાર; મન ધરી અધીક આણંદ, અવલોકતા જિનચંદ ॥ ૪ ॥

॥ તાલ ॥

શ્રી જિનચંદને સુરપતી સવિ ન્હવરાવતાએ
નિજ નિજ જન્મ સુકૃતારથ ભાવતાએ.

॥ ત્રુટક ॥

ભાવતા જનમ પ્રમાણ, અભિષેક કળશ મંડાણ; સાઠિ લાખને એક કોડિ, શત દોયને પચાસ જોડિ ॥ ૫ ॥ આઠ જાતિના તે હોય, ચઉસઠ્ઠી સહસા જોય; ઇણિપરિં ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર ॥ ૬ ॥

॥ તાલ ॥

વિવિધ પ્રકારના કરીય સિણગારુવાએ
ભરિય જલ વિમલના વિપુલ ભૃંગારવાએ.

॥ ત્રુટક ॥

ભૃંગાર થાલ ચંગેરી, સુપ્રતિષ્ટ પ્રમુખ સૂભેરી; સવિ કલસપરિમંડાણ. તે વિવિધ વસ્તુ પ્રમાણ ॥ ૭ ॥ આરતિ મંગલ દીપ જિનરાજને સમીપ, ભગવતિ ચુર્ણિ માંહિ, અધિકાર એહ ઉછાંહિ ॥ ૮ ॥

॥ તાલ ॥

અધિક ઉછાહિંશ્યું હરષ જલ ભીંજતાએ
નવનવ ભાંતિશ્યું ભક્તિભર કીજતાએ.

॥ ત્રુટક ॥

ક્જિતા નાટિક રંગ, ગાજતા ગુહિર મૃદંગ, કિરકીર તંહા કઠતાલ, ચઉતાલ તાલ કંસાલ ॥ ૯ ॥ શંખપણુવ ભુંગલ ભેરી, ઝલ્લરી વીણા નફેરી; એક કરે હયહયકાર, એક કરે ગજગુલકાર ॥ ૧૦ ॥

॥ તાલ ॥

ગુલકાર ગરજના રવ કરે એ, પાય દુર દુર ધુર સુર ધરેએ

॥ ત્રુટક ॥

સુરધરે અતિ બહુમાન, તિહાં કરેનવનવ તાન; વર વિવિધ જાતિં છંદ, જિનભક્તિ સુરતરૂ કંદ ॥ ૧૧ ॥ વલી કરે મંગલ આઠ, એ જંબુપન્નત્તિ પાઠ; થય થુઈ મંગલ એમ, મનધરી અતિ બહુ પ્રેમ ॥ ૧૨ ॥

॥ તાલ ॥

પ્રેમ સુઘોષણા પુન્યની સુર સહુએ
સમકિત પોષણા, શિષ્ટ સંતોષણા ઈમ બહુએ

॥ ત્રુટક ॥

બહુ પ્રેમસ્યું સુખ ખેમ, ઘરે આવીયા નિધિ જેમ; બત્રીસ કોડિ સુવર્ણ, કરિ વૃષ્ટિ રયણ નિધન્ન ॥ ૧૩ ॥ જિન-જનની પાસે મેહલિ, કરે અઠાઈની કેલિ, નંદિસરે જિનગેહ, કરે મહોચ્છવ સસનેહ ॥ ૧૪ ॥

## ॥ ઢાળ ॥

હવે રાય મહોચ્છવ કરે રસભર હુવો જબ પરભાત, સૂરપૂજીઆ સુત નયણે નિરખી હરખીઓ તવ તાત, વરધ-વલ મંગલ ગીત ગાને સધવ ગાએ રાસ; બહુ દાને માને સુખીયા કીધા સકલ પૂગી આસ ॥ ૧ ॥ પંચરવણી કુસુમ વાસિત ભૂમિકા સંલિત્ત, વર અગર ચંદન ધુપ ધુપણા છાંટા કુંકુમ દિત્ત, શિર મુગટ મંડળ કાને કુંડલ હઈએ નવસર હાર, ઇમ સયલ ભૂષણ ભૂષિતાંબર જગતજન પરિવાર ॥ ૨ ॥ જિન જન્મ કલ્યાણક મહોચ્છવે, હુઓ ચોદ ભુવન ઉદ્યોત, નારકી થાવર પ્રમુખ સુખીયા, સકલ મંગલ હોત; દુઃખ દુરિત ઇત શમંત, સઘળે જિનરાજ જન્મ પ્રતાપ, તિણે હેતે શાંતિ કુમાર, ઠવીઓ નામ ઈતિ આલાપ ॥ ૩ ॥ ઇમ શાંતિ જિનનો કલશ ભણતાં હોએ મંગલ માલ, કલ્યાણ કમલા કેલિ કરતાં લહિએ લીલવિસાલ; જિન સ્નાત્ર કરીએ સહજે તરીએ ભવસમુદ્ર અપાર, શ્રી જ્ઞાનવિમલ સૂરીંદ જંપે શ્રી શાંતિ જિન જય જયકાર ॥ ૪ ॥ ઈતી ॥

॥ ઈતિ શ્રી શાંતિ જિન કળશઃ ॥

## પખાળ કરતી વખતની ઢાળ.

મેરૂશીખર ન્હવરાવે હો સુરપતી ॥ એ ટેક ॥ જન્મકાળ જિનવરજીકો જાણી, પંચરૂપ કરી ભાવે ॥ સુર૦ ॥ ૧ ॥ રતન પ્રમુખ અડજાતીના કળશા, ઔષધી ચુરણ મીલાવે ॥ ખીર સમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે ॥ સુર૦ ॥ ૨ ॥ એણીપરે જિન પ્રતીમાકો ન્હવણ કરી, બોધિબીજ માનું વાવે ॥ અનુક્રમે ગુણરત્નાકર ફરસી, જીન ઉત્તમ પદ પાવે ॥ સુરપતી૦ ॥ ૩ ॥

શ્રી વીરવિજયજી કૃત

# અષ્ટપ્રકારી પૂજાના દુહા

## જલ-પૂજાના દુહા

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;
જલપૂજા ફલ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ. ૧
ૐહ્રીં શ્રીં પરમ પુરૂષાય પરમેશ્વરાય જન્મજરા મૃત્યુનિવારણાય
શ્રીમતે જિનેંદ્રાય જલં યજામહે. સ્વાહા. ॥૧॥

## ચંદન-પૂજાનો દુહો.

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ॥૨॥

## પુષ્પ-પૂજાનો દુહો.

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ;
સુમજંતુ ભવ્યજ પરે. કરિયે સમકિત છાપ. ॥૩॥

## ધૂપ-પૂજાનો દુહો.

ધ્યાનઘટા પ્રગટાવિયે, વામનયન જિન ધૂપ;
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ. ॥૪॥

## દીપક-પૂજાનો દુહો.

દ્રવ્ય દીપ સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ પ્રદીપ પ્રગટ હુવે, ભાસિત લોકાલોક. ॥૫॥

### અક્ષત-પૂજાનો દુહો.

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાલ;
પૂરી પ્રભુસન્મુખ રહો, ટાળો સકલ જંજાલ. ॥૬॥

### નૈવેદ્ય-પૂજાનો દુહો

અણુહારી પદ મેં કર્યાં, વિગ્ગહ ગઇય અનંત;
દૂર કરી તે દીજિયે, અણાહારી શિવ સંત. ॥૭॥

### ફલ-પૂજાનો દુહો.

ઇન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ;
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ. ॥૮॥

---

## લૂણ ઉતારણું

### ॥ ગાથા ॥

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળ ધારા મનરંગે-લૂ૦૧
જેમ જેમ તડ તડ લૂણજ ફૂટે, તેમ તેમ અશુભ કર્મ બંધ-તૂટે-॥ ૨ ॥

(એ ગાથા કહી લૂણ અગ્નિમાં નાખવું. પછી બીજુ લુણ લઇને નીચે પ્રમાણે બોલવું.)

નયન સલૂણાં શ્રી જિનજિના, અનુપમ રૂપ દયારસ ભીનાં-લૂ૦૩
રૂપ સલૂણુ જીનજીનું દીસે, લાજ્યું લૂણુ તે જળમાં પેસે-॥૪॥

ત્રણ પ્રદક્ષિણા દેઇ જળ ધારા, જલણ ખેપવીએ લૂણ-
ઉદારા—॥ ૫ ॥

જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યું-
પાણી—॥ ૬ ॥

(એમ કહીને લૂણને જળની વાડકીમાં નાખવું પછી હાથમાં—
ધૂપ લઈને)

અગર કૃશ્નાગરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે લુણ૦
(એ ગાથા કહીને અગ્નિ ઉપર ધૂપ પ્રક્ષેપવો)

## આરતી.

જય જય આરતી આદિ જિણંદા;
નાભિરાયા મરૂદેવીકો નંદા. જય૦ ૧
પહેલી આરતી પૂજા કીજે;
નરભવ પામીને લહાવો લીજે. જય૦ ૨
દુસરી આરતી દીન દયાળા;
ધુળેવા મંડપમાં જગ અજુવાળા. જય૦ ૩
તીસરી આરતી ત્રિભુવન દેવા;
સુર નર ઈન્દ્ર કરે તોરી સેવા. જય૦ ૪
ચોથી આરતી ચઉગતિ ચૂરે;
મનવાંછિત ફળ શિવસુખ પૂરે. જય૦ ૫
પંચમી આરતી પુણ્ય ઉપાયો;
મૂલચંદ રિષભ ગુણ ગાયો. જય૦ ૬

---

## મંગલ દીવો.

દીવો રે દીવો મંગલીક દીવો;
આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દીવો૦ ૧
સોહામણું ઘર પર્વ દીવાળી;
અંબર ખેલે અમરા બાળી. દીવો૦ ૨
દીપાળ ભણે એણે કુલ અજુવાળી;
ભાવે ભગતે વિઘન નિવારી. દીવો૦ ૩
દીપાળ ભણે એણે એ કલિકાલે;
આરતી ઉતારી રાજા કુમારપાલે. દીવો૦ ૪
અમ ઘર મંગલિક તુમ ઘર મંગલિક;
મંગલિક ચતુર્વિધ–સંઘને હોજો. દીવો૦ ૫

---

## મંગળીક દીવો ઉતાર્યા પછી નીચેનો કળશ બોલવો.

### કળશ

(રાગ–ધનાશ્રી.)

ગાયો ગાયોરે જિન ભવી ભાવ ધરીને ગાયો.
સમક્તિ શુદ્ધ કરીને સહેજે, શિવ સુખ સંપદ પાયોરે. જિ.
સ્નાત્ર મહોત્સવ વિધિ એમ કરતાં, કુમતિ મિથ્યાત્વ ગમાયો;
ભાવ સહિત જે જિનવર પૂજે, તસ હાથે જિનપદ પાયોરે. જિ.
શ્રેણિક કૃષ્ણુ સત્યકી વિદ્યાધર; કોણીક નરપતિ રાયો;
ઇત્યાદિક જિન પૂજા પસાયે, તીર્થંકર પદ પાયોરે. જિ.

જેણે નરભવ શ્રાવક કુળ પામી, જિનવર ગુણ નવી ગાયો;
જેણે જિનરાજની સેવા ન કીધી, સો જનની કાં જાયો રે જિ૦
ત્રણ ભુવન મન વાંછિત પૂરણ, સુરતરૂ સમવડ આયો;
મિથ્યા વિષ ચૂરણ પ્રભુધ્યાતા, સમકિત સુયશ સવાયોરે જિ૦

॥ ઇતિ ॥

---

(એ પ્રમાણે કહીને પછી શાન્તિ કળશ કરવો. તે ન્હવણના જળવડે એક કળશમાંથી અખંડ ધારાયે કુંડીમાં એક નવકાર તથા મોટી શાન્તિ બોલતાં કરવો.) પછી (હાથ જોડીને) પ્રભુ સન્મુખ સર્વેએ ઉભા રહીને નીચે પ્રમાણે બોલવું.

आज्ञा हीनं क्रिया हीनं मंत्र हीनं च यत्कृतम् ।
तत् सर्वं क्षमय देव ! प्रसीद परमेश्वर ! ॥१॥

ઇતિ શ્રી સ્નાત્ર વિધિ.

સમાપ્ત.



## શ્રી જિન મન્દિરમાં પ્રવેશ.

દેરાસરમાં પેસતાં પ્રથમ 'નિસીહિ' કહેવી. છેટેથી પ્રભુનું મુખ જોતાં ભક્તિપૂર્વક બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી '**નમો જિણાણું**' બોલવું. જ્યાં પ્રદક્ષિણા ફરી શકાય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી. પ્રદક્ષિણા ફરતાં અને ફર્યા પછી દેરાસરમાંથી આશાતના ટાળવા બનતું કરવું. પછી મૂળનાયક સન્મુખ જઈ સ્તુતિના શ્લોકો બોલવા. પુરૂષોએ જમણી બાજુ અને સ્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવું. સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધું અંગ નમાવવું.

પૂજા કરનારે પોતાના કપાલમાં, ગળે, છાતીએ અને નાભિએ—એમ ચાર તિલક કરવાં. પછી બીજી વખત '**નિસીહિ**' કહી દ્રવ્યપૂજામાં જોડાવું.

---

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન.

જય ચિંતામણિ પાર્શ્વનાથ ! જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કરમ રિપુ જીતીને, પંચમી ગતિ પામી. ૧

પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીયે;
પ્રભુ નામે ભવભવતણાં, પાતક સબ દહીયે. ૨

ૐ હ્રીં વર્ણ જોડી કરી એ, જપીએ પારસ નામ;
વિષ અમૃત થઈ પરગમે, પાવે અવિચલ ઠામ. ૩

## શ્રી મહાવીર પ્રભુનું ચૈત્યવંદન,

સિદ્ધારથ સુત વદીયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુરનરપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય;
બહોંતેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાય; ૨
ક્ષમાવિજય જિનરાયના એ. ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત. ૩

## શ્રી આદિનાથ પ્રભુનું ચૈત્યવંદન

જય ! જય ! નાભિનરિંદ નંદ, સિદ્ધાચલ-મંડણ;
જય ! જય ! પ્રથમજિણુંદ ચંદ, ભવદુઃખ-વિહંડણ. ૧
જય ! જય ! સાધુસુરિંદ વૃંદ, વંદિઅ પરમેસર;
જય ! જય ! જગદાનંદ કંદ, શ્રી ઋષભ જિણેસર ૨
અમૃતસમ જિનધર્મનો એ, દાયક જગમાં જાણ;
તુજ પદ પંકજ પ્રીતધર, નિશદિન નમત કલ્યાણ. ૩

## શ્રી શાતિનાથ પ્રભુનું ચૈત્યવંદન

શાંતિ જિનેસર સોલમા, અચિરા સુત વંદો;
વિશ્વસેન-કુલ-નભ-મણિ, ભવિજન સુખકંદો.
મૃગલંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉરનયરીધણી, પ્રભુજી ગુણમણિ ખાણ. ૨
ચાલીસ ધનુષની દેહડી એ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

## શ્રી સામાન્ય જિનનું ચૈત્યવંદન.

પરમેસર પરમાતમા, પાવન પરમિટ્ઠ;
જય જગગુરૂ! દેવાધિદેવ! નયણે મેં દિટ્ઠ. ૧
અચલ અકલ અવિકાર સાર, કરૂણારસ સિંધુ;
જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ. ૨
ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કલ્યા ન જાય;
રામ પ્રભુ જિનધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ૩

## શ્રી સિધ્ધાચલજીનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકલતીર્થનો રાય,
પૂરવ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨
સૂરજકુંડ સોહામણો એ કવડજક્ષ અભિરામ;
નાભિરાયા કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછન વિરાજમાન, વંદે નરનારી. ૨
ધનુષ પાંચસેં દેહડી એ, સોહીએ સોવનવાન;
કીર્તિવિજય ઉવજ્ઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩

॥ वीतराय नित्यं नमः ॥

# સ્તવનાદિ સંગ્રહ

## (મંગળાચરણ.)

॥ ધ્રુપદ.॥

પારદશ્વ પરમાતમ, પરમેશ્વર પરમાનંદ,
કંદ નંદા નંદ ચંદ, નંદા નંદન શ્રી જિનંદ—પારદશ્વ૦
તાર તારક તરણુ તારણુ, ધાર ધારક ગુણુકર;
વિતરાગ લય લાગી, જિનવર જગનાથ ઈશ્વર— ,,
જિવ રંજન દુઃખભંજન, મોહ ગંજન સુખકર;
દેવ દેવ પરમેષ્ઠિ, આતમ વલ્લભ શિવવર— ,,
(શ્રીમદ્દ વિજય વલ્લભસૂરીશ્વરજી)

---

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

(રાગ—કલ્યાણ તાલ ત્રિતાલ.)

પારસનાથ આધાર, મેરો પ્રભુ પારસનાથ૦
આ ભવ પરભવ વંછિત પૂરો, શિવપદ કો આધાર.
મેરો પ્રભુ૦
વામારે જીકો નંદન નીરખી, તે પામ્યા ભવપાર;
કહેત શામળદેવ આશા પુરો મનતણી, સેવકની
કરો સહાય. ,,

---

## થાટ-યમન (ત્રિતાલ માત્રા ૧૬)

-સ્વર--સા રે ગ મ પ ધ ની સાં

### સ્થાયી

વંદ-ન, પ્રભુ મહા, વી- -ર નિશદિન,
નિધ પ, મ પ ગ મ, પ - - -, પ મ ગ રે,
ત્રિશલા-, નં-દન. ભવભય ભં-જન.
સા રે ગ રે, ગમપધ, પ મ ગ રે, ગરેસાસા,
રં-જન, સે-વક, પા-લક, તા-રક,-વં૦
નિ઼રેગમ, પધનીસાં, રેંસાંનીધ, પમગમ,-નિ૦
૦. + ૬ ૨

### —: અંતરા :—

વીરજિન-J, સે-વા-, સુરપતિ, સમરણ,
ગગપધપJ સાં-સાં-, નિરેંગરેં, સાંનીધપ,
વિકસિત, શા-કિત-, શા-શ્વત, સુખકર,
ગરેંસાંની, ધપનિધ, પ મ ગ રે, ગરેસાસા,
ગા-જત, જયજય, તુમપદ, અવિરત-વં૦
નિ઼રે ગમ, પધનીસાં, રેંસાનિધ, પમગમ, નિ૦
૦ + ૬ ૨

### ॥ રાગ-સારંગ. ॥

## પ્રભુ નિર્મલ દર્શન કીજીયે (૨)

આતમ જ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીયે-પ્રભુ૦
જસ અનુભવ અનંત પરિયટ્ટા, ભવ સંસાર સહુ છીજીએ-,,

ભિન્ન મુહૂર્ત દરિશન ફરસનથે, અરધ પરિયટ્ટે સીઝીયે-,,
જેહથી હોવે દેવગુરૂ કૂની, ધર્મરંગ અઠ્ઠ મીજીયે-,,
એસો ઉત્તમ દરિશન પામી, પદ્મ કહે શિવલીજીયે-,,

---

## શ્રી મહાવીર જિન સ્તવન.

॥ રાગ-ભુપાલી-ત્રિતાલ. ॥

શુભ ઘડી નૌબત બાજે મંદિર
વીર જનમ ભયો આજે-શુભ૦

અંતરા.

માત ત્રિશલા મન હરખાયે,
દીન-બંદીજન સંકટ જાવે,
ઘર ઘર મંગલ સંગીત ગાવે,
લક્ષ્મી દાન દીન સબજન પાવે,
સેવા કરન સુર ઇંદ્ર આવે-શુભ૦

---

## શ્રી શાન્તિનાથજિન સ્તવન.

॥ સંસ્કૃત-કવ્વાલી ॥

ન જાને કિં ગતં ભાવિ, યદિમાં ત્રાસ્યસે સ્વામિન્ ।
વદન્તિ પંડિતા નિત્યં ભવન્તં તારકં સ્વામિન્ ॥ ધ્રુવપદમ્ ॥
કૃતા શાંતિ સ્ત્વયાગત્યાભિધા શાંતિ ર્ધૃતા તેન ।
તથેદાની મપિ શાંતિં, પ્રવર્ત્ત સ્વાભિતઃ સ્વામિન્ ॥ ન૦ ૧ ॥

ત્વમેવાર્હન્ જિનો બુદ્ધો, હરિ બ્રહ્મા શિવોઽસિ યત્,
ગુણૈર્જન્યેઽભિધાને કો, વિચારો યુજ્યતે સ્વામિન્ ! ॥ ન૦ ૨ ॥
દૃશા ત્વામેવ પશ્યામિ, નમામિ ત્વાં સ્મરામિ ત્વામ્,
સદા ત્વામેવ પૂજામિ, વિશેષોક્તેન કિં સ્વામિન્ ! ॥ ન૦ ૩ ॥
વિભો ચિત્તેપ્સિતં દાને, ફલં દાતારમેવ ત્વામ્,
સુરદ્રુભ્યોઽધિકં જાને, વદામિ નાનૃતં સ્વામિન્ ! ॥ ન૦ ૪ ॥
નિજાત્માનન્દ સમ્યક્કૃત, જહિ દુઃખં સુખં દેહિ,
પ્રભો ત્વં **વલ્લભો** નૃણામિતિ યાચેઽનિશં સ્વામિન્ ! ॥ન૦૫॥

**શ્રીમદ્ વિજય વલ્લભસૂરિ**

---

## સાધારણ જિન સ્તવન

**॥ રાગ–મહેબુબ મદીનેવાલે. ॥**

અયે તીર્થ ચલાનેવાલે, શિવદ્વાર દિખાનેવાલે
વિષ્ટપમેં તુંહી વિધાતા, શંકર માધવ સુખ શાતા;
તુંહી હૈ ભ્રાતા ત્રાતા, અરિવાર હટાનેવાલે–અયે૦
પુરૂષોત્તમ પુરણજ્ઞાની, રહેમાન રામ ગુનખાની,
બુધ બોધિદ સમીહિતદાની, ભવપાર લગાનેવાલે–,,
ઓ સંત સનાતન સાંઈ, **માનિકપે** કરૂણા લાઇ,
શિવ નગરી દિયો દિખાઈ, અધિકાર ધરાને વાલે–,,

(શ્રી વિજય માણિક્ય સિંહસૂરિ)

---

॥ રાગ-ખમાજ. ॥

આજ તો કરોને મહેરબાની, હાંરે પ્રભુ—૦
સમકિત સુખડી આપો પ્રભુજી,
મીઠી અમીરસ માનીરે—પ્રભુ૦
દીનદયા કરી ઠાકુર દીજે,
ચરણુની સેવા તુમારી રે—,,
નીતિવિજય પ્રભુ ચરણુ પસાયે,
સિદ્ધિ વરે સુખકારીરે—,,

---

## શ્રી સાધારણુ જિન સ્તવન.

(રાહ—મીઠા લાગ્યા તે મને આજના.)

મીઠી લાગે છે મને જિનની ઉપાસના
ટાળે એ સઘળા ત્રાસરે, અરિહાની પ્યારી ઉપાસના
—મીઠી૦
અનાદિ કાળના દુષ્ટ અજ્ઞાનનો, નિશ્ચે કરે એ નાશરે
—અરિહાની૦
વેગે વિદારે એ વિષયની વાસના,
કાઢે કષાયની કાશરે—અરિહાની૦
મિટાવી દારૂણુ મિથ્યાત્વ મોહને,
સરજાવે સમકિત ખાસરે—,,
અનુક્રમે જિન **માણિકયની** ઉપાસના,
આપે અમૃત આવાસરે—,,

## શ્રી સાધારણ જિન સ્તવન

॥ રાગ–ભૈરવી ત્રિતાલ, રાહ–મતજા યોગી. ॥

નાવ કિનારે લગાવ સાંવરિયા.
નદીયાં ગહની નાવ પુરાની, ડૂબત જહાજ તરાવ
—સાંવરીયા૦

અંતરા

જ્ઞાન ધ્યાન સમતા કે સાગર, ભૂલી નૈયાં તરાવ,
અમર લક્ષ્મી સુખ ચાહત સેવક,
ભવ સિંધુ પાર લગાવ—,,

(જૈન શાસ્ત્રીય સંગીત માણિકયમાળા)

---

## શ્રી વૈરાગ્ય પદં

( રાગ–વાગેશ્રી ત્રિતાલ રાહ–કૌન કરત તોરી બિનત )

જાગ મુસાફીર જિંદગી થોરી,
ઓસર બિતી જાય કયા સોવે તું રેન અંધેરી—જાગ૦

અંતરા

તન ધન લક્ષ્મી કામ ન આવે,
ચેતન ચેત તું બાદલ ઘેરી—જાગ૦

(લક્ષ્મીચંદ મોહનલાલ)

---

वादी–मध्यम–**नोटेशन**–संवादी षडज

**आरोह–सा नी ध नी सा म ग म ध नी सां**

**अवरोह–सां नी ध म ग म ग रे सा.**

**ગાવાનો સમય–મધ્યરાત્રિ**

ની મ
+ સાં સાં ની સાં રેં, સાં + ધ મ, ની ધ મ ગ, ગ રે + સા,
+ જા ગ મુ + + , સા + પ્રી ર, જીં + દ ગી, થો + રી + ,

૦ ૩ × ૨
ધ ની સાં સાં, મ ધ ની ધ, મ ધ ની ધ મ, ગ + રે સા,
ઓ + સ ર, બી + તી +, + + + + +, જા + + ય,

મ
ગ મ ધ ની, સાં + સાં સાં, સાં + સાં સાં, ધ ની સાં રેં ની ધ,
ક્યા + સો +, વે + તું +, રે + ન અં, ઘે + + + રી +,

**અંતરા**

ગ મ ધ ની, સાં ની ધ ની, સાં + સાં સાં, સાં રેં ની સાં,
ત ન ધ ન, લ + ક્ષ્મી +, કા + મ ન, આ + વે +,
સાં મં ગં ગં, રેં રેં સાં સાં, ધ ની સાં સાં, રેં સાં ની સાં ધ,
ચે + તન, ચે + ત તું, બા + દ લ, ઘે × રીડ ×,

## ॥ મહાવીર સ્વામિનું પારણું ॥

### ॥ છોટેસે બલમા મોરે આંગનામેં—રાહ. ॥

માતા ત્રિશલાકે ઘરકે પારણેંમે મહાવીર ઝુલે.
ઝુલે સિદ્ધારથકે દ્વાર, વોતો મહાવીર ઝુલે—માતા૦
સોનેકે પારણેમે હીરકી હે દોરી;
રત્ન જડિત હે અપાર, વોતો મહાવીર ઝુલે—,,

ઇંદ્ર ઇંદ્રાણી પૂજનકુ આવે; મેરૂ શિખર ન્હવરાય;
જૈન શાસન જયકાર, વોતો મહાવીર ઝુલે—,,
ત્રિભુવન નાયક વીર કહાવે;
દરસ કરત દુઃખ જાય, વોતો મહાવીર ઝુલે—,,

રાજા સિદ્ધારથ ધન દીયંતા;
લક્ષ્મી દેવે વો અપાર, વોતો મહાવીર ઝુલે—,,

રચયિતા.
જૈન ગવૈયા, લક્ષ્મીચંદ મોહનલાલ શાહ.

---

### ॥ રાગ-બિહાગ. મન મંદિરના દેવ, ॥

તન મંદિરના દેવ હમારા, સાચા છો સુખકાર;
તરવા ના જાણું ઉપચાર, પરમ સદય તું સુધાર,–તન૦

અંતરાઃ—

ભવજળ ફરસી ચાર ગતિ, બોધ ન બીજી પાર હતીઃ
જાણી આજ ઉતરતો પાર, સાચા છો સુખકાર,–તન૦
જાણુ થયો છું આશ ફળી, દેવ તમે હું દાસ વળી;
દેશો ના કસ્તુર વિસાર, સાચા છો સુખકાર,–તન૦

---

૨

## સામાન્ય જિન સ્તવન.

॥ ડે ન્સ–કાજળઘેલી આંખલડી કંઇ......રાગ ॥

શેર—

વિષયને અમૃત ગણી, ખોયું મેં આ સંસારમાં;
કોણુ મારગ હું લઉં, કહેશો વચન આચારના,
આતમ કેરી પ્રિતલડી થઇ, ઝળકે તું ઘટમાં,
માનસની વાતલડી જાણે, ઝળકે તું ઘટમાં.–આતમ૦

અંતરા—

ભવિક હૃદયમાં થીર બને છે, એવાં હૈયાં વીર બને છે,
રાગ તણી સાંકલડી તૂટી, ઝળકે તું ઘટમાં,–આતમ૦
આજ મળ્યાં સમતાનાં લોચન, જીવિત થયું એ યોગે શોભન;
આશ ફળી કસ્તુરની જેથી. ઝળકે તું ઘટમાં–આતમ૦

રચયિતા :

શ્રીમદ્ વિજય કસ્તુરસૂરીશ્વરજી.

---

## શ્રી જિન સ્તવન.

### ॥ ડેન્સ–રસ ઉપવનમાં......એ રાગ ॥

### શેર.

છું રૂપનો રાગી પ્રભુ, વીતરાગતા સમજ્યો નથી,
આપનો બનનાર નિજની, જાતને સમજ્યો નથી; ॥૧॥
પર રૂપનો રાગી બની, તુજ રૂપને સમજ્યો નથી,
આતમા ગુણવાન કિંમતી, આપનો સમજ્યો નથી. ॥૨॥
રસ ઉપસમમાં ભળીયે કળીયે, નિજ ગુણના ભંડાર;
રાગ તજ્યા એ રસિક હૃદયના, કરવા પાર વિહાર,—રસ૦

૩

વિમળતાના મુનિપતિ આધાર, ગયો છે દ્વેષ ને મોહવિકાર,–,,
વાસ વસી નિજ ભાવ રસીલા, પરના ભાવ હટાવે;
દોષ ભરી દુ:ખની દુનિયાને, ત્યાગી ત્યાગ બતાવે,
સુખ સાગરના સંચારે કસ્તુર, પુનિત દશાના ધાર—રસ૦

---

## શ્રી સિદ્ધાચળ તીર્થ સ્તવન.

### ( ડેન્સ–મને કાંકરી વાગે )

### સાખી.

દર્શન સિદ્ધાચળતણું, પામે જે નરનાર;
કર્મ ખપાવે ચીકણું, સાધે જીવન સાર.
જાવું છે વિમળાચળની વાટ, ભવ તરવા કાજે,
ન્હાવું છે સૂરજકુંડને ઘાટ, ભવ તરવા કાજે.–જાવું૦

સીધ્યા અસંખીત પ્રાણી, વરીયા શિવ સુંદર રાણી;
જગવી ત્યાં ભક્તિ ધુન પવિત્ર, ભવ તરવા કાજે,–જાવું૦
પૂજીને પ્રભુનાં પગલાં, પાવે પુન્યઈનાં ઢગલાં;
અંતરમાં સમક્તિ ભાવે, યાત્રાએ જે નર જાવે,
સાધે છે ઉચ્ચ ગતિનો મેળ, ભવ તરવા કાજે.–જાવું૦

રચયિતા :
**ચંદુલાલ અમીચંદ શાહ.**

---

## શ્રી વીર જીન સ્તવન.

**॥ હંસા માનસના વસનાર–એ રાગ ॥**

**સાખી.**

માનવ આ સંસારમાં. પુદ્ગલ સુખના ખેલ,
પણ સંયમ લીધા વિના, ભવ તરવો મુશ્કેલ. ॥૧॥
સંયમ કેરી પ્રિતડી, કીધી જો પલવાર,
કાપે ભવની પાંખડી, ઉદ્ધારે સંસાર. ॥૨॥

૪

પ્રાણી ઉતરવા ભવપાર, ભાવે વીર પ્રભુ ભજીએ,
સાચો જીવનનો એ સાર, સમજી અંતરથી ભજીયે–પ્રાણી૦
કર્ણોમાં........ખીલડા,........ઝીલ્યા........એ........ફુલડાં;
સમજી સમતારસ સુખકાર, આત્મા ઉંચ્ચ ગતિ વરીયે–પ્રાણી૦
ચંડ કૌશકી બુઝવી બોલ્યા, જ્ઞાનીએ અંતરપટ ખોલ્યા,
ત્યાગી ક્રોધ વિકાર, પ્રભુજી પૂજી ભવ તરીયે;
ત્યાગી કલેશ વિકાર, વ્હાલા વીર પ્રભુ ભજીયે–પ્રાણી૦
મોંઘો માનવનો અવતાર, સમજી અંતરથી ભજીયે–પ્રાણી૦

## શ્રી પાર્શ્વ જીન સ્તવન.

॥ તર્જ : મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા. ॥

દેખી શ્રી પાર્શ્વતણી મૂર્તિ અલબેલડી,
ઉજ્વળ ભયો અવતાર રે (૨) મોક્ષગામી ભવથી ઉગારજો,
—શિવધામી ભવથી ઉગારજો,

અંતરા—

મસ્તકે મુગટ સોહે, કાને કુંડળીયા,
ગળે મોતનકા હારરે. (૨) મોક્ષધામી૦
પગલે પગલે તારા, ગુણો સંભાળતા,
અંતરના વિસરે ઉચાટરે. (૨) શિવધામી૦
આપના દર્શિને, આત્મા જગાડયો,
જ્ઞાન દિપક પ્રગટાવરે. (૨) મોક્ષગામી૦
આત્મા અનંતા પ્રભુ, આપે ઉગાર્યા,
તારો ચંદુને ભવપારરે;
તારો સેવકને ભવપારરે. (૨) શિવધામી૦

---

## નેમ રાજુલ સંવાદ.

॥ તર્જ : લેશો નિશાસા પરણેતરના ॥

પરણ્યા વિના સ્વામિ ન જાઓ, રાજુલ વિનવે નેમ,
પીયુજી પાછા વળો.

રડતી મુકીને રીસાઈ ચાલ્યા, તોરણીએથી કેમ ?–પીયુજી૦
નેમજી કહે છે રાજુલ સુણજો, નથી તમારો વાંક,
રાજુલ ધૈર્ય ધરો૦
કુંવારા વિયોગ કર્મે લખાયો, છુટે ન પડીયા ટાંક,–,
મુજને પરણી સ્વામિ માગો તો, આપું પિતાનું રાજ–પીયુજી૦
માલ ને મિલ્કત આપના ચરણે, જીવન તમારે કાજ–,,
નેમજી ભાખે અબળા ન પરણું, સંયમ લઇશું આજ રાજુલ૦
આત્મ સિદ્ધિથી અમે ભોગવશું, ત્રણ ભુવનનું રાજ–,,
આઠે ભવે તમે રાખી છે પ્રિતડી, નવમે તજો ના પ્રાણ–પીયુજી૦
સ્વામિજી થઇને સુખ ભોગવીયા, અનુભવથી નિધાન–,,
આઠે ભવોની પ્રિતડી સાચી, નવમે પુરૂં હું કોડ–રાજુલ૦
સંયમ લઇને સાથે વિચરીગે, પામીશું સુખ અજોડ,
રાજુલ ધૈર્ય ધરો. ૭

---

## ( પ્રાર્થના. )

॥ સંપૂર્ણ જગતમાં ઈશ્વર એકજ એ રાહ ॥

સંપૂર્ણ જગતમાં એક તું મહાવીર, ઈતર સર્વ અધુરા;
વિતરાગ સુજ્ઞાની આપજ છો, અવગુણ અજ્ઞાની અધુરા–સંપૂર્ણ૦

—: અંતરા :—

કોઈના જીવનમાં દ્વેષ દીઠા, (૨) કોઇમાં મિથ્યા અભિમાન–,,
કોઇ ધનઘેલા કોઈ મનમેલા, કોઇ તનઘેલા કોઇ વિષઘેલા;
કોઇને પ્યારાં છે માન,–પુરણ સર્વે પ્રભુ આપજ છો;
ચંદુ અમ જ્ઞાન અધુરાં–સંપૂર્ણ૦



(રાગ–ભૈરવી.)

તુમરી શરણુમેં આયોરી...........પાર ઉતાર.

લાખ ચોરાશી જુનમેં ભટકયો, દુઃખ અનંતમેં પાયોરી–પાર ઉતાર૦
કુગુરૂ કુદેવ કુધર્મમેં રાચી, વિરથા હી જનમ ગુમાયોરી—,,
કરમ ભરમ સબ દૂર નિવારો, રાગ દ્વેષ દુઃખ દાયોરી—,,
સુમતિનાથ પ્રભુ સુમતિ દીજે, દર્શન મન હુલસાયોરી—,,
દીલ્હી શહેરમેં દર્શન પાયો, વલ્લભ આતમરાયોરી—,,

---

## શ્રી પાર્શ્વ જિન સ્તવન

(રાગ–કાફી કાયાકા પીંજરા ડાલે.)

જીનરાજ નામ તેરા રાખું હમારે ઘટમેં,
જાકે પ્રભાવમેરા અજ્ઞાનકા અંધેરા
ભાગ્યા ભય ઉજારા—રાખું૦
મુદ્રા પ્રમોદ કારી, પ્રભુ પાર્શ્વજી તીહારી
મોહે લગત હય પ્યારી—રાખું૦
સુરત તેરી રાગે, દેખ્યા વીભાગ ત્યાગે
અધ્યાત્મ રૂપ જાગે—રાખું૦
ત્રિલોકી નાથ તું મહી
મેં હું અનાથ ગુણુ હી
કરીએ સનાથ, હમ હી—રાખું૦
જીનજી તીહારી સાખે જીનહર્ષસૂરીભાષે
દીલમાંજ યેહી રાખે—રાખું૦
—જીનરાજ



( ડેન્સ : ચટકે મટકે.........રાહ )

શેર

સૌ સ્નેહથી આજે પ્રભુ, શ્રી વીરને વંદન કરો;
દુ:ખો બધા ટાળી વિભુ, અમ હૃદયમાં આનંદ ભરો.
તનથી મનથી ધનથી ચિત્તથી, રટીએ શ્રી વીર જીનેશ્વરને,
જેથી જનમ મરણ ટળી જા....ય. — તનથી.

શેર

મહાવીર નામ તારૂં, હું ચિત્તમાંહી ધારૂં;
અંતર મેલ ટાળી. પ્રગટે જ્ઞાન ઉજીયાળુ.
ચિત્તથી દ્રવ્યથી ધનથી આકૃતિથી, ભજીયે શ્રી વીર જીનેશ્વરને,
જેથી ભવ ભવનાં દુ:ખ જા....ય. — તનથી.

---

( રાહ–સાજન સુન સપનેકી બાત )

શ્રી શિતલ ઝાલો હમ હાથ, જીનજી...હો....શ્રી શિતલ
જીમ જીમ તુમ હમ, નામ દિલોમેં,
લાવે જીમ આનંદ વરસાદ–જીનજી હો
મોરે સ્વામિ, રસીલી તોરી પામી, સુરતિ ગુણ ધામી;
આજ તો નાથ ભાગ્યે મીલી, જીનજી હો–શ્રી. શિતલ
દિલ મિલાકર, જ્ઞાન દિલાકર, દેદો ધર્મકી રીત,
આજુ બાજુ પર સુપાર્શ્વ સોહે, વાસુ પૂજ્ય જીનંદ,
કેસર પુષ્પસે કીજે અર્ચન, કરીયે ભજન સુખકાર;
ભવિયાં ! પલ પલ ઝપો જીનરાજ—જીનજી હો–શ્રી.

## સાખી

આત્મ કમલ લબ્ધિ મિલે, જીન જીન ઝાપ સુરંગ;
શ્રી જીન ભક્તિ મન ભલી, કરે અનંગનો ભંગ.
ભવિયાં પામે શિવપુર સાત–જીનજી....હો....શ્રી૦

—૦—

## સામાન્યજીન સ્તવન

( ડેન્સ-રાગિની મિશ્ર પહાડી–કહરવા દાદરા )

પ્રભુકો ગાયા અણુમોલરે, ધારી દિલમે ધારી (૨)
જીનવર ક્યા હૈ ગુણુકે લચ્છે, તારક પ્રભુ હૈ અચ્છે અચ્છે,
આવો ગા લો ગુણુ રે, ધારી દિલમેં ધારી (૨) પ્રભુ૦
હૈ નાથ મેરા અણુમોલ, જય જય પ્રભુકી બોલ,
ગુણુ ગણુકા બાજે ઢોલ, ભવિ દિલકો અપને ખોલ.
૧–૨–૩–૪ પ્રભુ૦

સબ દેવનમેં જીવજી સુહાવે, ભવિ જીવોકે દિલકો રિઝાવે,
જીસકા નહીં હૈ મોલ રે, જ્ઞાન ગુણે રંગ રોલ રે–ધારી૦
દેખો દેખો નયનોમેં, કૈસી ભરી જોતીયાં;
યે ભારી ભારી જોતીયાં હૈ. શ્યામ શ્યામ નેનો પર.
ક્યા જોમ આ રહા કલ હૈ ભવિકે દિલો પર,
દેખો દેખો નયનોમેં, કેસી ભરી જોતીયાં;
લબ્ધિ હૈ આલા, રૂપ નિરાલા આનંદ પ્યાલા,
જ્ઞાન કી શાલા, પ્રભુકો ગાયા અણુમોલ રે,
ધારી દિલમેં ધારી–પ્રભુ૦

———

( તર્જ—બની હું પનઘટ પનિહારી )

મનવા જીનવર ગુણુ ગાના, શ્રી જીનકે ગુણુ ગાના—મનવા૦
ઇસમેં દિલ્લકો ઠાના, શુદ્ધ હૃદયસે ધ્યાના– „
સારે ગુણુ ગણુ રહત જીનંદમેં, હૈ ગુણુ જ્ઞાન ખજાના,
આઠો યામ મુઝ ધ્યાન રહત હૈ, શ્રી જીનકે ગુણુ ગાના. „
રાગ ન ઠાના દ્વેષ ન ઠાના, જગ માયા દૂર ઠાયા,
દુનિયા છોડ વિરાગી જીનવર, ઇસપર તાન લગાના– „
પ્રીતિ જોડકર કર્મ ખપાના, શીખો, પાપ મિટાના;
સબ દેવનમેં દેવ હૈ આલા, ઇસમેં દિલકો ઠાના,– „
તરનેકા શુદ્ધ માર્ગ યહી હૈ, આત્મ કમલમેં ધ્યાના;
ગુણ ગાયા એ લબ્ધિસૂરિને, શુદ્ધ સ્થાનકો પાના– „

—૦—

## મુંબઇ શ્રી ગોડી પાર્શ્વજિન સ્તવન.

( ગજરા ગુંથ રહતી......એ રાહ )

ગોડી પાર્શ્વનાથકે, શિર ચરણે ઝુકાય.—ગોડી૦
તેરા નામકા પ્રભાવ, સારી આલમમેં હૈ સુના
મનડા મોહ રહા હૈ, શિર ચરણે ઝુકાય;
ગુણુ ગાય રહા હય, „ „–પ્રભુ૦
તેરા નહી ભુલું ઉપકાર, જીસકાપાર નહીપાના,
સમકીત દાન દીયા હૈ, શિર ચરણે ઝુકાય;
મુક્તિબીજ લીયા હૈ, „ „–પ્રભુ૦

પ્રભુ આત્મ કમલમેં ધ્યાના, દિલ સાફ કર શિવઠાના,
સુખ લબ્ધિ પાતા હય. શિર ચરણે ઝુકાય;
શિવપુર જાતા હય, શિર ચરણે ઝુકાય–પ્રભુ૦

---

## ॥ રાહ–પુરૂષોત્તમ સમતા છે. ॥

તપ કરીએ સમતા રાખી ઘટમાં,— — તપ૦
તપ કરવાલ કરાલલે કરમાં, લડીએ કર્મ અરિભટમાં,–તપ૦
ખાવત પીવત મોક્ષ જે માને, તે સિરદાર બહુ જટમાં,–,,
એક અચરિજ પ્રતિશ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં–,,
કાલ અનાદિકો કર્મ સંગતિથે, જીઉ પડિયો જ્યું ખટપટમાં–,,
તાસ વિયોગ કરણએ કરણું, જેણે નવિ ભમીયે ભવનટમાં,–,,
હોય પુરાણુ તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં,–,,
ધ્યાન તપે સવિ કર્મ જલાઇ, શિવ વધૂ વરિયે ઝટપટમાં,–,,

---

## —શ્રી તપઃપદ પૂજા—

( રાહ—સચ્ચા સાંઇ હો ડંકા જોર બજાયા હો )

તપસ્યા કરતાં હો ડંકા જોર બજાયા હો– તપસ્યા૦
ઉજમણા તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો;
વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા– ,,
અડસિદ્ધિ અણિમા લઘિમાદિક, તિમ લદ્ધિ અડવીસા હો;
વિષ્ણુકુમારાદિક પરે જગમાં, પામત જયત જગીશા– ,,

ગૌતમ અષ્ટાપદ ગિરિ ચડિયા, તાપસ આહાર કરાયા હો;
જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા- ,,
સાડા બાર વર્ષ જીન ઉત્તમ, વીરજી ભૂમિન ઠાયા હો;
ઘોર તપે કેવલ લહ્યા તેહના, **પદ્મ** વિજય નમે પાયા- ,,

---

(તર્જ : **સમજી જવાબદારી**)

જિણુંદ તારી–સુરતી જિણુંદ તારી,
છે આલંબન આધાર, મૂર્તિ જિણુંદ તારી.
વરવા શિવસુખ વિસ્તાર, મૂર્તિ જિણુંદ તારી. ।

—: **અંતરા** :—

દૃષ્ટિ યુગલ સમતા રસ ઝીલે, વદન સરોજ વિકાસી,
ઉપજાવે હર્ષ અપાર, સુરતી જિણુંદ તારી...............છે.
નહિં ખોળામાં નારી નાહિં, હેતી માળા હસ્તે,
નીરાગી એ નિરધાર, સુરતી જિણુંદ તારી...............છે.
**માણિક્યસિંહ** કહે તુજ મૂર્તિ, (૨) તારણ ભવજલ તરણી; (૨)
દીઠી સુંદર દેદાર....મૂર્તિ

---

## જયંતી ગીત

( તર્જ: તુમપે લાખો સલામ. )

વીર પ્રભુની જન્મ જયંતી આજે ઉજવીયે........(૨)

—: અંતરા :—

ચૈત્ર સુદી તેરસ દિન સારા, ત્રણુ જગતમાં આનંદકારા
જનમ્યા વીર કુમાર, જયંતી આજે ઉજવીયે–(૨)....વીર
ત્રિશલા દેવી નંદન પ્યારા, સિદ્ધારથ કે કુલમેં હારા,
સુખી હુવે નરનાર જયંતી આજે ઉજવીયે.... „
ચૌસઠ ઇંદ્રો પ્રેમે આવે, ગણુધર મુનિજન પ્રભુ ગુણુ ગાવે,
વરત્યો જય જયકાર, જયંતી આજે ઉજવીયે.... „
દીક્ષા લે બહુ પરિસહ સહકે, કઠીન કાર્યો સઘળા દહકે,
પામ્યા કેવળ જ્ઞાન, જયંતી આજે ઉજવીયે.... „
સમોવસરણુ દેવોએ ઠાયા, સુરનર તિર્યંચ સઘળા આયા
દીની દેશના સાર, જયંતી આજે ઉજવીયે.... „
આત્મ કમલમાં લબ્ધિ સાધી, જયંતની સબ ટાળો ઉપાધિ,
લેવા મોક્ષ દુવાર, જયંતી આજે ઉજવીયે.... ૬

---

( રાગ—કાફી. સુની પડી રે સિતાર )

નૈયા ડુબીરે સંસાર, અમારા જીવનની....નૈયા
મોહની કર્મે પુન્યાઇ વિસરી, ઉતારો ભવપાર....અમારા
ચોરાશી ભવના સાર અધુરા, વીર પ્રભુજી કરજો પુરા,
ત્રિશાલનંદન અર્જ સુણીને, ચંદુ જીવન ઉદ્ધાર,....અમારા

## (તર્જ : કે મારા દીવડીયાની જ્યોત)

કે મારા તુમ દર્શનના કોડ, પ્રભુજી પુરા કરજો આજ,
(કે) મારા ભવનાં બંધન છોડ, આશા પુરી કરજો આજ,
કે મારા તુમ દર્શનના કોડ૦

અવર મિથ્યાત્વી દેવતજ્યા મેં, તુમ ભક્તિના પાઠ ભણ્યા મેં,
(મારા) અંતર પ્રગટે જ્યોત, વિનંતી ધ્યાને ધરજો આજ,
કે મારા તુમ દર્શનના કોડ૦

તુમ સેવાની પ્રિત જો જાગી, ભવ ઉધ્ધારક વીણા વાગી,
(બાબુ) જ્ઞાન ચક્ષુની ખોડ, મારી પુરી કરજો આજ,
કે મારા તુમ દર્શનના કોડ૦

---

### (તર્જ : આતો લાખેણી લજ્જા)

આતો લાખેણી આંગી કહેવાય, શોભે જિનવરજી (૨)
શુદ્ધ કેશર કસ્તુરી બ્હેકાય, શોભે જિનવરજી

—: અંતરા :—

પુષ્પ પાંખો પ્રસરેલી તે, સુંદર સોહાય, શોભે જિનવજી–આતો

ભાવ અંતરના દર્શનથી, નિર્મલ રહે,
મૂર્તિ દેખીને અંતરપટ, ભક્તિ વહે,
જાણે જ્યોતિમાં જ્યોતિ મિલાય, શોભે જિનવરજી–આતો

જ્ઞાન ઉપજે છે ભકિતની ઓથે રહી;
જ્યોતિ પ્રગટે છે આત્માની શકિત ગ્રહી,
ચંદુ વિનંતી ધ્યાને લેવાય, શોભે જીનવરજી–આતો.

---

(તર્જ : જવા દે જવા દે)

લગાદે લગાદે કિનારે કિનારે, લગાદે તું નૈયા કો સામે કિનારે

—: શેર :—

એ નાથ ઇસ સંસારમેં, ઢુંઢું અનાદિસે તુઝે ।
સર્દાર મેં નાદાન હૂં, આઝાદી બક્ષો અબ મુઝે ।
જિન્દગી મેરી બિના તુઝ, બંદગી બેકાર હૈ ।
કરુણા નજરસે જો નિહારે, દાસ ખેવા પારહે । લગાદે ॥૧॥

હે આર્જુ હરદમ મેરી, તુમ ધર્મકી ઇ શર્ણ હો ।
ટલ જાય દુનિયાકી દશા, તુમ નામ મેરે કર્ણ હો ।
જિનરાજ હે કરુણાનિધે તુમ ધ્યાનસે ભવ તર્ણ હો ।
વલ્લભ ગુરુ સંસાર તારક, હૃદયકા આભર્ણ હો । લગાદે ॥ ૨ ॥

આનંદ સિંધુ લક્ષ્મી દાતા, હર્ષ કે ભંડાર હો ।
હે જગતવલ્લભ વિશ્વબંધુ, સર્વ કે આધાર હો ।
કાંતિ તેરી હંસ જૈસી, વિશ્વમેં વિસ્તાર હો ।
એક ઝલક ઉસકી બક્ષ મુઝકો, નાથ બેડા પાર હો । લગાદે ॥૩॥

---

( રાગ—મિશ્ર ઝીંઝોટી. તાલ, દાદરા, કિત ગયે હો )

તાત તુમ છો તારણહાર, મોહે તારીયે....તાત૦

—: શેર :—

શાન્તિ જીનેશ્વર સાંભળો, વાલમ મેરી વાત,
ટાળો ભવનો આંબળો, ઘાતિનો કરી ઘાત,
વિભુ કરુણા રસ ભંડાર, મોહે તારીયે....તાત

—: ચાલ :—

વિષ્ટપ માણુક જિન વિશરામી,
આપ વિના એ અંતરજામી, કૌન કરે ભવપાર,
મોહે કૌન કરે ભવપાર (૨) મોહે તારીયે....તાત

—o—

(તર્જ : ભણી ગણીને ભાષણ )

ભમી ભમીને ભવસાગરમાં, જન્મ ડુબ્યા ત્યારે,
કે ભવથી પાર કરશે કોણ ?
અમે તમે તો સાથ રમેલા, ભૂલી જશો ત્યારે,
કે ભવથી પાર કરશે કોણ ?

—: અંતરા :—

પાપ હમારા ક્ષમા કરીને, હવે પ્રભુ ઉગારો,
ભાવ ધરીને સેવા કરતાં, સફળ બને જન્મારો
જ્ઞાની વિણ મુજ પાપ પુન્યનાં, પ્રશ્ન ઉકેલે કોણ ?
(કે) ભવથી પાર કરશે કોણ ? (૨)–ભમી

નાથ નગીના નેમ પ્રભુજી, આપ વસ્યા ગિરનારે,
દયા કરીને સેવક ઉપર, અમી સીંચશો કયારે ?
ચંદુ (સેવક) ઝુકે આપ ચરણુમાં, આત્મ ઉદ્ધારે કોણુ ?
(કે) ભવથી પાર કરશે કોણુ ? (૨)–ભમી

---

(તર્જ : અજબ જીંદગી અહીની થઈ)

અજબ મૂરતી મહાવીર કેરી, નીરખી નયનાં ઠરે,
ભાવથી સાચી ભકિત મળે–એ ટેક
દિન આખો ચિત્ત ચીન્તા વેઠી, વીરના દર્શન કરે....ભાવથી૦
વિતરાગી એ તો ભવતારક, વીરની સેવા છે સુખકારક.
અંતરમાં જો જયોત જાગી તો, જીવ્યું જીવતર ફળે....ભાવથી૦
અમ સેવક, ને એ છે તારક, કર્મ નિવારક, ને ઉદ્ધારક.
ત્રિસલાનંદન બાંહ્ય ગ્રહે તો, સેવક ફેરા ટળે....ભાવથી૦

---

(તર્જ : સખીરી મટકી ફોડી જાય)

—: શેર :—

પીઠભર લલના તજી, દીધાં વરસી દાન,
સંયમ લઇ સહસા–વને, પામ્યા કેવલ જ્ઞાન.
કુંવારી રાજુલ છોડી જાય, યાદવ નેમ નગીના,
તરુણીને તરછોડી જાય, યાદવ નેમ નગીનો,
શાસ્ત્ર ભણેલી સુંદરી, નહિ ખાપણુ કે ખોડ,
ઉંચા કુળની એ વળી, નેમ નગીનની જોડ,

માગું હું ન્યાય તમારો, પ્રભુ શું છે વાંક હમારો,
રથ વાળી પાછા દોડી જાય, યાદવ નેમ નગીનો–કુંવારી૦
ઉગ્રસેનની બેટડી, રૂપ અનુપમ સાર,
જુગતે જોડી નેમની, નામે રાજુલ નાર.
પ્રેમદા નહીં વાંક તમારો, સુણ્યા પશુ પ્રાણુ પુકારો.
પરણું નહીં અબળા જાણો, સંયમ લઇ સાથે માણો.
ચંદુ એમ ભવભય છોડી જાય, યાદવ નેમ નગીનો–કુંવારી૦

---

( તર્જ : **શીતળ છે ને દાહક પણ છે** )

શીતળ છે ને તારક પણ છે, મોહક નામ તમારા,
દયા કરીને કર્મ નિવારો, શીતળનાથ હમારા–શી૦

**—: અંતરા —**

તુમ સેવાનો સાર પ્રભુજી, ભવભવનાં દુઃખ ટાળે,
શીતળ ભાવે જો નિરખો તો, જન્મ મરણુ નિવારે;
લળી લળીને શીર ઝુકે છે, સેવક ચરણુ તમારા–શી૦

---

(રાગ–**કાફી–ચલો નીર ભરન પનઘટ સજની**)

ચલો વીર પૂજન તન મન ધનથી,—ચલો૦

**—: અંતરા :—**

આવો ગીત પ્રભુકા ગાત ચલે, મહાવીર કી ધૂન મચાય ચલે;
પ્રભુ દર્શન કી લાગી લગની,—ચલો૦

## બૅક ગ્રાઉન્ડ મ્યુઝીક

નીસારેરે, ગગમમ, પમ પડ.
પમમગ, ગરેસારે, ગરે ગડ.
પનીપની પનીપની, પમગમ, પમગમ,
પનીપની, પનીપની, પમગમ, પમ.

પ્રભુ મંદિર રૂમત ઝુમત જાયે, પૂજન કર દિવ્ય જીવન પાયે,
સબ જાત ભૂલે અપની અપની—ચલો૦
અજ્ઞાનકી આંધી બીખર જાએ, જબ યશોભદ્ર વીર મન લાયે,
રવી બિંબસે દૂર ચલે રજની,—ચલો૦
(મુનિશ્રી યશોભદ્રવિજયજી)

---

(રાગ : બહાર-ત્રિતાલ)

અબ હમ અમર ભયે ન મરેંગે,
યા કારન મિથ્યાત દીયો તજ, કયું કર દેહ ધરેંગે,—અબ૦
રાગ દ્વેષ જબ બંધ કરત હૈ, ઉનકો નાશ કરેંગે,
મર્યો અનંત કાલ તે પ્રાની, સો હમ કાલ હરેંગે— ”
દેહ વિનાશી તું અવિનાશી, અપની ગતિ પકરેંગે;
નાસી જાસી હમ થીર વાસી, ચોખે વહી નીકરેંગે,—”
મર્યો અનંત વાર બીન સમજે, સબ સુખદુઃખ વિસરેંગે;
**આનંદઘન** પ્યારે અક્ષર દો, નહીં સમરે સો મરેંગે—”

---

(ચાલ—મુસાફર એકજ મારગના)

ભજું પદ હું શ્રી જીનવરકા, દિખાવે મારગ મુક્તિકા;
ભજીને અમે થશું ભવપાર, —ભજું—

—: અંતરા :—

એક ભંગસે હમતુમ ભેળે, એક રંગસે ન્યારા,
કમલ પરે હમ શુદ્ધ ભયે તબ, થઈશું એકાકાર;
—ભજું પદ૦—
કેવલજ્ઞાન તોરે સરિખો, આશ્રવ ઇસકો રોકે;
સંવરભાવે પ્રભુ સેવંતા, લબ્ધિ તણો ભંડાર,—ભજુ પદ૦—

---

## શ્રી સાધારણ જિન સ્તવન

(રાગ—દુર્ગા—ત્રિતાલ)

પ્રભુ બીન મોરી કોન ખબર લે,
હે સેવક કો ઉગારી.— પ્રભુ૦

અંતરા

શીશ મુગુટ કોંઠ માળા સોહે, કાન કુંડલ છબી ન્યારી,
લક્ષ્મીચંદ પ્રભુ અરજ કરત હય, દે ભવપાર ઉતારી. પ્રભુ૦
(જૈન ગવૈયા. શ્રી. લક્ષ્મીચંદ મોહનલાલ)

---

## શ્રી ચોવીશજિન સ્તવન

( મહરાજા કવડીયા ખોલ, એ રાહ. )

સિમરૂં નામ સિરિ ભગવાન, દુનિસે પાર કરે.—સિમરૂં૦
રૂષભ અજીત સંભવ અભિનંદા, સુમતિ પદમ સુપારસ ચંદા;
સુવિધિ શીતલ શ્રેયાંસ જીનંદા, વાસુ પૂજ્ય ભગવાન. દુ૦
વિમલ અનંત ધર્મ શાન્તિજીન, કુંથુનાથ અરનાથ મલ્લિજીન;
મુનિસુવ્રત નમિ નેમિ પાર્શ્વજિન, નમો સદા વર્ધમાન. દુ૦
યહ ચોવીશ જિનેશ્વર પ્યારે, આપ તરે ઔરોંકો તારે;
**વલ્લભ** નિતનિજ ઘટમેં ધારે, આતમ હર્ષ અમાન. દુ૦

( શ્રીમદ્ વિજય વલ્લભસૂરિ )

---

**॥ રાગ—પીલુ મિશ્ર ત્રિતાલ રાહ—ધીરે સે ગગરી ઉતાર. ॥**

નિર્વૃતિ નગરી દિખાય દીયો રે—મોહે.
નગરી દિખાય દીયો, નૈયાં તિરાય દીયો,
જ્યોતિયાંસે જ્યોતિયાં, મિલાય દીયો રે —મોહે૦

—: અંતરા :—

સુવિધિ સ્વામી નામી, જગતી નાથ ઝાલી હાથ,
માનિકસૂરિકો ઉદ્ધાર લીયો રે, —મોહે૦

—o—

## ॥ રાગ—રામગ્રી. ॥

ક્યારે મને મલશે મ્હારો સંત સનેહી?—ક્યારે૦
સંત સનેહી સૂરિજન પાખે, રાખે ન ધીરજ દેહી—"
જન જન આગળ અંતરગતની, વાતલડી કહું કેહી—"
**આનંદઘન** પ્રભુ વૈદ્યવિયોગે, કેમ જીવે મધુમેહી—"

—૦—

### (રાહ–સોજા રાજકુમારી સોજા.)

જાગો ચેતનપ્યારે જાગો, જાગો તો બલીહારી— જાગો૦
જાગો જીનકો ભજને વાલે, ભજનેસે ભવપાર લગાએ,
ઉડકર મુક્તિ નગરમેં જાએ. શિવ રમણીકી સેજ સોહાએ,
કેવલ જ્ઞાનકી જ્યોત જગાએ, પાવે લબ્ધિ પિયારી—જાગો૦

---

## સમૂહ ગીત

### (રાગ ભૈરવી–જાઓ જાઓ એ મેરે સાધુ)

આવો આવો હે વીરસ્વામી, મારા અંતરમાં;
મારા અંતરમાં પધારો, મારા અંતરમાં......આવો. ૧.
માન મોહ માયા મમતાનો, મમ અંતરમાં વાસ;
જબ તુમ આવો ત્રિશલાનંદન, પ્રગટે જ્ઞાન પ્રકાશ......... ,,
આત્મચંદનપર કર્મ સર્પનું, નાથ અતિશય જોર;
દૂર કરવાને તે દુષ્ટોને, આપ પધારો મોર......... ,,
માયા આ સંસારતણી, બહુ વરતાવે કેર;
શ્યામ જીવનમાં આપ પધારો, થાયે લીલા લહેર......... ,,

ભક્ત આપના શેઠ સુદર્શન, ચઢયા શૂળીએ સાચ;
આપ કૃપાએ થયું સિંહાસન, બન્યા દેવના તાજ.......... „
ચંદનબાલાને બારણે આવ્યા, અભિગ્રહ પૂરણ કાજ;
હરખિત ચંદનબાલા નિરખી, પાછા વળ્યા ભગવાન.......... „
રડતી ચંદનબાલા બોલે, ક્ષમા કરો ભગવાન;
કૃપા કરો મુજ રંકજ ઉપરે, લ્યો બાકુલા આજ.......... „
બારે વ્રતમાં એક નહીં વ્રત, છતાં થશો ભગવાન;
શ્રેણિક ભક્તિ જાણી પ્રભુએ, કીધા આપ સમાન.......... „

---

(તર્જ—નારી આંખલડીના ઘાવ)

મહાવીર દર્શન કેરા લાભ, લેજો હરખી હરખીને,
પ્રભુનો અંતરમાં સહુભાવ, ભરજો હરખી હરખીને—મહાવીર.
પ્રભુના મધુરા મધુરા ગાન, પ્રીતે સુની સુનીને;
સુણતાં ભવનાં દુઃખડાં જાય, પ્રીતે નમી નમીને. „ ૨

—: અંતરો :—

એ ભવિયાં ભાવે ભજીને, પામે છે મોક્ષનું ધામ,
એ દિવ્ય મૂર્તિ શ્રી જીનવર કેરી, ઉતારે ભવપાર,
જીવનમાં [૨] એકજ છે એ સાર, ભજીલો હરખી હરખીને „
તારી મૂર્તિ છે મનોહર, નમીએ હરખી હરખીને
પ્રેમે "જૈન ટોળી" ગુણ ગાય, પ્રીતે નમી નમીને, „ ૩

(તર્જ : આંગનામેં ગીલ્લી ખીલે)

તારોજી ફિરતે આયે, આંગણુામે શરણે તેરે (૨)

અંતરા:—

મલિયા ભમત ભવિ જીવને દરબારે તોરે,
સુરંગી મૂર્તિ તારી, નાથ વો તો મનસે મિલે.—તારો૦
જલ હલ જ્યોતિ તેરે અંગકી, કોંઈ આવે ન તોલે,
સુરંગી સુરતી તોરી નાથ વો તો હસતે ડોલે—તારો૦
ભવિયાં ભજત ઉઠી વીરને મનમાંહી તેરે;
મોહન દુ:ખડાં જાવે, આજ સુયશ તોરે—તારો૦

---

## શ્રી શાન્તિજિન સ્તવન

(તર્જ-વિદાય વ્હાલમ તમારી લેતા)

શાંતિ સુરત તમારી જોતાં, શિર ઝુકે મુજ લળી લળીને
વેજલપુરમાં આજ નિહાળી, હૈડું હરખે હળી હળીને-શાન્તિ
તેજ સરોવર મુખ પર દીઠાં, લાગે ભવિના હૃદયમાં મીઠાં;
દર્શન અમૃત પીધું સુખેથી, નયન કટોરા ભરી ભરીને-શાન્તિ
અમોને આશા પ્રભુ તમારી, તમો વિના દુર્દશા હમારી;
મહેર કરો પ્રભુ હવે અમો પર, મોહ દહે મુજ છળી છળીને-
વિશ્વસેન અચિરાજી કે નંદન, તોડો હમારા કર્મોનાં ફંદન
આત્મિક આનંદ લહુ અનંતો, કતલ કર્મોની કરી કરીને-શાન્તિ
આત્મ કમલમાં લબ્ધિ લેવા, પ્રેમે કરૂં જિન ચરણોની સેવા;
સેવાના મીઠા મેવાને પામી, મુક્તિ ચહું કર્મ હરીહરીને-શાન્તિ

(શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિ)



## સામાન્ય જીન સ્તવન.

(તર્જ:પીયા મીલનકો જાના.)

જીયા જીણુંદકો ધ્યાના હાં...........જીયા.
મોહકા રાજ કર્મોકી ફોજ, દોનોંકો હઠાના....જીયા. ૧
શ્રીજિન ધ્યાતે ચલો, દંભી જગતકો ભૂલો,
જિનકે લીયે જીવનમેં, ત્યાગકો બઢાના....જીયા. ૨
નેકીસેં કામ લે, મહાવીરકા નામ લે; (૨)
ધીરે ધીરે, તીરે તીરે, નાવકો ચલાના....જીયા. ૩
બુઝે નહિ વિષયોકી આગ, હય ઉજળા જીવન બાગ;
સોયા બહુ તું જાગ જાગ, ચલતા હય જમાના....જીયા. ૪
તુઝે મીલે એ મુક્તિરાજ, સેવા કર જિનકી આજ;
**યશોભદ્ર** જ્યોતિમેં આજ, જ્યોતિકો મિલાના....જીયા. ૫

---

(ફાવે તે રાગમાં)

પ્રભુ ભજલે મેરા દિલ રાજી રે........પ્રભુ૦
આઠ પહોરકી ચોસઠ ઘડીયાં,
દો ઘડીયાં જીન સાજી રે.... ,,
દાન પુન્ય કછુ ધર્મ કરલે,
મોહ માયાકુ ત્યાજી રે.... ,,
**આનંદઘન** કહે સમજ સમજ લે,
આખર ખોવેગા બાજી રે.... ,,

॥ રાગ—**કાનડો.** ॥

દરિસન પ્રાણુ જીવન મોહે દીજે.... દરિસન૦
બિન દરિસન મોહિ કલ ન પરતુ હૈ,
તલફ તલફ તન છીજે— દરિસન૦
કહા કહુ કછુ કહત ન આવત,
બિન સેજા કયું જીજે;
સોહું ખાઈ સખી કાહુ મનાવો,
આપ હી આપ પતી જે— દરિસન૦
દેઉર દેરાની સાસુ જેઠાની,
યુંહી સબ મિલ ખીજે;
**આનંદઘન** બિન પ્રાન ન રહે છિન,
કોડી જતન જો કીજે.— દરિસન૦

---

॥ રાગ—**સોરઠ** ॥

કંચન વરણો નાહ રે મુને કોય મિલાવો— કંચન૦
અંજન રેખ ન આંખ ન ભાવે, મંજન શિર પડો દાહરે–મુને૦
કૌન સેન જાને પર મનકી, વેદન વિરહ અથાહ;
થર થર ધ્રુજે દેહડી મારી, જીમ વાનર ભરમાહરે;–મુને૦
દેહ ન ગેહ ન નેહ ન રેહન, ભાવે ન દુહા ગાહા;
**આનંદઘન** વાલો બાંહડી ઝાલે,
નિશદિન ધરૂં ઉમાહારે—મુને૦

## ક્યું કર ભક્તિ કરૂં ?

(રાગ-માલકોશ)

ક્યું કર ભક્તિ કરૂં પ્રભુ તેરી—ક્યું૦

ક્રોધ લોભ મદ માન વિષય રસ,
છાંડત ગેલ ન મેરી—ક્યું૦ ૧
કર્મ નચાવે તિમહી નાચત,
માયા વશ નટ ચેરી—ક્યું૦ ૨
દૃષ્ટિરાગ દૃઢ બંધન બાંધ્યો,
નિકસન ન લહી સેરી—ક્યું૦ ૩
કરત પ્રશંસા સબ મિલ અપની,
પર નિંદા અધિકેરી—ક્યું ૪
કહેત માન જિન ભાવ ભગતિ બિન,
શિવ ગતિ હોત ન મેરી—ક્યું૦ ૫

---

(રાગ-સોહિની)

સરણા તિહારે ગહી છે. ચંદા પ્રભુજી બે—શ૦

જનમ જરા મરણાદિક કેરી, પીડા બહુત સહી છે—શ૦ ૧
પરદુઃખ ભંજન નાથ બિરૂદ તુવ, તાતે તુમકો કહી છે—શ૦ ૨
ચિદાનંદ પ્રભુ તુમારે દરસથી, વેદના અશુભ દહી છે—શ૦ ૩

---

## પ્રભુનું અદ્‌ભુત રૂપ

(રાગ–દેવગંધાર–તીન તાલ)

દેખો માઈ અજબ રૂપ જિનજીકો;
ઉનકે આગે ઔર સબહુકો, રૂપ લાગે મોહે ફીકો—દેખો.
લોચન કરૂના અમૃત–કચોલે, મુખ સોહે અતિનીકો;
કવિ **જસવિજય** કહે યોં સાહિબ,
**નેમજી** ત્રિભુવન ટીકો—દેખો.

(રાગ–આશાવરી)

અનુભવ આનંદ પ્યારો, અબ મોહે.... અનુ૦
એહ વિચાર ધાર તું જડથી, કનક ઉપલ જીમ ન્યારો. અનુ૦
બંધ હેતુ રાગાદિક પરિણુતિ, લખ પરપખ સહુ ન્યારો. અનુ૦
**ચિદાનંદ** પ્રભુ કર કિરપા અબ, ભવસાગરથી તારો. અનુ૦

---

## શ્રી સિધ્ધગિરિનું સ્તવન.

(રાગ–સારંગ)

વિમલગિરિ કયું ન ભયે હમ મોર—વિ૦
સિધ્ધવડ રાયણુ રૂખકી શાખા, ઝુલત કરત ઝકોર—વિ૦
આવત સંઘ રચાવત અંગિયા, ગાવત ગુણુ ઘમઘોર—વિ૦
હમ ભી છત્ર કલા કરી નીરખત, કટને કર્મ કઠોર—વિ૦
મૂરત દેખ સદા મન હરખે, જૈસે ચંદ ચકોર—વિ૦
શ્રી **રિષહેસરદાસ** તિહારો, અરજ કરત કર જોર—વિ૦ ૫

---

(તર્જ-સોજા રાજકુમારી સોજા)

સોયા જીંદગી સારી સોયા,- સોયા૦
સોયા મેં અવિચારી.................................સોયા૦
સોયા ગફલતમેં ભરમાયા;
મોહકા ભારી સપના આયા;
જુઠે જગકો સત્ય દિખાય,
પાર્શ્વપ્રભુને આન જગાયા;
યશોભદ્રકા બંધ છુડાયા,
ધ્યાવું ભવ ભય હારી—,,

---

## શ્રી વીરનું પારણું.

( રાહ-પ્રિતમ પેરીસ જઇએ. )

સ્નેહે સ્નેહે હીંચોળું શ્રી ભગવાન—વીરને વંદન કરીયે
વ્હાલુ વ્હાલુ વીરા એક તારૂં નામ—,, ,, ,,
વ્હાલુ વ્હાલુ મહાવીર તારૂં ધ્યાન—,, ,, ,,

-: અંતરો :-

ચૈતર સુદ તેરશનો દહાડો, ત્રિશલાની કુખે તું જાયો;
ત્રણ ભુવનમાં વર્ત્યો જય જયકાર.—વીરને વંદન કરીયે-૧
દેવ દેવી સહુએ હુલરાવ્યા, મેરૂ ઉપર પ્રેમે ન્હવરાવ્યા;
જેની ભક્તિનું થાયે નહીં બ્યાન.—વીરને વંદન કરીયે-૨

માતા પિતાની ભક્તિ કરવા, ભ્રાતૃ-પ્રેમને નહિં વિસરવા;
ત્રીશ વર્ષે હંકાર્યું દીક્ષા વહાણ.—વીરને વંદન કરીયે-૩

તપ જપ સંયમને બહુ પાળી, કષ્ટ ઘણાંને નહિ ગણકારી;
ઝગમગ જ્યોતિ સમ પામ્યા કેવલ જ્ઞાન.-વીરને વંદન કરીયે-૪

જગ કલ્યાણે જીવન ઝુકાવ્યું, ભાન ભુલ્યાને જ્ઞાન બતાવ્યું;
મૈત્રી ભાવે ઊતર્યા ભવજલ પાર.—વીરને વંદન કરીયે-૫

અધમ ઉદ્ધારક ભવિજન તારક, ગુણુ અનંતાના જે ધારક;
એવા વીરને છે વંદન વારંવાર.—વીરને વંદન કરીયે-૬

વંદન કરીએ ભાવે સ્મરીએ, ત્રિકાળ ત્હારૂં પૂજન કરીએ,
ત્હારા નામે સદા સુખ થાય.—વીરને વંદન કરીયે-૭
વ્હાલુ વ્હાલુ—

---

## નેમ-રાજુલ સંવાદ.

### (તર્જ—માનો માનુની મોંઘા માનો મનાવું)

માનો શ્રી નેમ મારા, માનો મનાવું તમને,
બોલો શું વાંક મારો, શાને સતાવો અમને.

—શેર—

તમે માનોને સ્વામીજી, તમોને હું મનાવું છું,
જશો પાછા જો તરછોડી, તમારી સાથ આવું છું;

કીધી જે આઠ ભવની પ્રીત, તેને યાદ લાવું છું,
તમારી કિંકરી થઇને, ચરણુમાં શિર ઝુકાવું છું.
માનો શ્રી નેમ મારા૦

કહે છે નેમ રાજુલને હું નિશ્ચે ઘેર જાઉં છું,
સુણ્યા છે પ્રાણુ પોકારો, પશુના હું મુંઝાવું છું;
અહીંને ત્યાગ શીવરાણી, પરણુવાને હું ચાહું છું,
તર્યા–તારે કહે ચંદુ, પ્રભુના ગુણુ ગાઉં છું,
માનો શ્રી નેમ મારા૦



[ જિન ભક્તિરસ ઝરણાં ]

## પાર્શ્વજિન સ્તવન.

( તર્જ–છાનો છાનો હો નંદના કીશોર )

તારો તારો હો પાર્શ્વ જિણુંદ–વામાજી નંદ,
ટાળો ટાળો હો ભવોભવ ફંદ–વામાજી નંદ.
તારી મુરતી અલબેલડી સોહે સોહે,
ઘેલી થઇને સુરનારીઓ મોહે મોહે.
જયકારો છે તારો જગમાં જીણુંદ–વામાજી નંદ.
ભક્તિ ભાવે કરૂં તારી સેવા સેવા,
ભવ ભાગીને આપજો મુક્તિ મેવા.
ચંદ્ર પામું હું જેથી સુખ અખંડ–વામાજી નંદ.
તારો તારો૦



## શ્રી મહાવીર સ્વામિનું સ્તવન.

ગિરૂઆરે ગુણ તુમતણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાયે કાયા રે. ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગાજલે, હું ઝીલી નિર્મળ થાઉં રે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસે રે;
જે માલતી ફૂલે મોહિયા, તે બાવલ જઈ નવિ બેસે રે. ગિ૦ ૩
ઇમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વલી માચ્યા રે;
તે કિમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
વાચક જસ કહે માહરે, તું જીવજીવન આધારો રે. ગિ૦ ૫

---

## શ્રી સાધારણ જિન સ્તવન

(રાગ–માલકંસ–ત્રિતાલ. રાહ–મુખ મારે મારે.)

પગ ઘુઘર બાંધ કર નાચું,
નાચત ભાવે પ્રભુ દરબારે, મોક્ષહી ફૂલ મેં યાચું—પગ૦

—: અંતરા :—

યહ જોબનકા ક્યા ભરોંસા, બ્યર્થ માયામેં રાચું,
લક્ષ્મીચંદ કહે સુમર સુમર મન,
પ્રભુ શરન એક સાચું— પગ૦

[જૈન ગવૈયા લક્ષ્મીચંદ મોહનલાલ]

## શ્રી સાધારણ જિન સ્તવન

(રાગ-દરબારી-ત્રિતાલ, રાહ-ઘુંઘટકે પટ ખોલ.)

પ્રભુકે બચન મત ભોલ, તોરી નૈયા તરેંગે
જાયે સમય અણમોલ, ફીરનાહી મિલેંગે,
ઝટ ઘટમેં ધરવીરવચનતું, જ્ઞાનહૃદય દ્રગ ખોલ—તોરી૦

—: અંતરા :—

ધન જોબનકા ક્યા બિશવાસા, જુઠબચન મત બોલ,
પ્રભુકે શરણ બીન જુઠ સહરા, જીન મતસે મત ડોલ;
શિવ **લક્ષ્મી** કી આશ જો ચાહે, પ્રભુ ચરણ શિર ઢાલ—તોરી૦

---

## શ્રી નવપદજી સ્તવન.

( રાહ-ચલ ચલરે નવજવાન )

નવપદકા ધરો ધ્યાન........(૨)
સબ ગુનોંકી ખાન-ખાન-પદકા ધરો ધ્યાન.
નમો અરિહંત, સિદ્ધ સૂરિ સંત;
વાચક મુનિ દર્શન, જ્ઞાન ચરન તપન;
નવપદ સમો હૈ નહિં, ઔર કોઇ ધ્યાન-નવ૦
શ્રીપાલ પરે જો, સિદ્ધ ચક્ર ભજે જો;
**દક્ષ** વો ઇનસાન, પાવેગા સિધ્ધિ સ્થાન;
નવપદ સમો હૈ નહિં, ઔર કોઈ ધ્યાન-નવ૦

**( આચાર્યશ્રી લાવણ્યસૂરીશ્વર શિષ્ય મુનિશ્રી દક્ષવિજયજી)**

---

( રાહ-**જરા કહોજી સાંવરીયા** )

જરા જોને જીવલડા તું તંદ્રા તજી;
તંદ્રા તજી, શુભ દ્રષ્ટિ સજી...............જરા૦
સૂતો તું સોડ તાણી, નહીં કૃત હૃદયે વિચાર્યું તેં કંઈ;
રામા રમાના રંગમાં, રાચ્યો દિવાનો થઇ........જરા૦
સુગુરૂ નવિ સેવિયા તેં, સખરૂં સાધન ન કીધું કંઈ;
પરતાપ પંચ પ્રમાદમાં, જીંદગી બધી એળે ગઇ....જરા૦

( વિજય માણિકયસૂરિ)

---

(રાગ-**ભીમપલાસ-રબકી મરજી કયા જાને** )

જો જિનકી પૂજા કર જાવે, તસ ભવસાગર દુઃખ ના થાવે-જો૦
જો જિનવર પૂજા કરતા હૈ, વો પાવે સુખ દુઃખ ના પાવે;
યહ જિન ગાવે ગણુધર ગાવે; સજ્જન સાધુજન ફરમાવે-જો૦
પૂજક પૂજન કર શુભ ભાવે, આતમ પરમાતમ પદ પાવે;
જબ આતમ લક્ષ્મી ઘટ આવે, તબ **વલ્લભ** આતમ હર્ષાવે-જો૦

( **શ્રીમદ્ વિજયવલ્લભસૂરિ** )

---

( રાગ-**બિહાગ-દીપચંદી** )

જિનંદ પદ કર્યું બિસરો રે, સુજ્ઞાની—જિનંદ.
મન વચ તન કર પદ કજ સેવો, ભૃંગ પરે લપટાની-જિ૦
ધર્મનાથ જિન ધર્મકે ધોરી, કરમ કલંક મિટાની-જિ૦
નગર નકોદર બિંબ બિરાજે, કર દરશન સુખ માની-જિ૦
**આતમ** અનુભવ રસકે દાતા, વેગે વરૂં શિવરાની-જિ૦



## શ્રી મહાવીર સ્વામિનું સ્તવન.

॥ રાહ–ચલ ચલ રે નૌજવાન. ॥

વીર વીરકા કરો ગાન
હય વો સુધાપાન–પાન–વીરકા કરો ગાન, વીર વીરકા.

પરમપૂનિત નામ, કોઈ નહિ દામ,
કર સફળ જનમ, તું કયું બના અધમ;
જગમેં તેરા કોઈ નહિં, વીરકો પહેચાન–વીર વીરકા.

તું જિન જપેગા, કર્મોંસે છુટેગા,
વો મોહ કેરા બાન, ચુક જાયેગા નીશાન;
[1]જગમેં તેરા કોઈ નહિ, વીરકો પહેચાન–વીર વીરકા.

કરો વીરકા પૂજન, જહાં તક ચલે આદમ;
યે હય જીંદગીકી કયા મઝા–આજ રાગ ઓર કલ કજા,
ફીર કયું ભૂલા તૂં શ્રીમહાવીર, ફીર કયું તેરે પાંવમે જંજીર;

યશોભદ્ર આજ બન તું ધીર
તું ન કરે જિનકા ધ્યાન, કૈસે તરેગા, કૈસે તરેગા, સોંપ તું સુકાન,
જગમેં તેરા કોઇ નહિ, વીરકો પહેચાન–વીર વીરકા.

---

૧ જો અહિં સુધી ગાવું હોય તો "યશોભદ્ર આજ તુંહિ વીરકો પહેંચાન" બોલવું.

## શ્રી પાર્શ્વજિન સ્તવન

॥ રાહ–કિસે કરત મૂરખ પ્યાર પ્યાર ॥

પ્રીતિ પાર્શ્વ પ્રભુજીસે ધાર, ધાર, ધાર, તારક વોહી હૈ,
તારક વોહી હૈ, તારક વોહી હૈ, તારક વોહી હૈ–પ્રીતિ૦

**શેર**

સચ્ચા જીનસે હિલના મિલના, સચ્ચી ઇનકી પ્રીત;
પ્રભુ ગુણુ કો ગાવો નિશદિન, લગાદો ઇસમેં ચિત્ત,
તેરા જીવન હૈ એક સાર, સાર, સાર,—તારક૦

**શેર**

બુરા જગમેં રૂલના ઝુલના, બુરી મોહકી રીત,
ત્યાગો ત્યાગો મત હી ભૂલના, ગાવો જિનવર ગીત,
રાખ પ્રભુમેં તું પ્યાર, પ્યાર, પ્યાર,–તારક૦

**શેર**

જુઠા જગકા કાવા દાવા, જુઠા જડ વિકાર;
સચ્ચા પ્રભુકા શાસન માનો, સચ્ચા ધર્મ પ્રકાર,
વામેય ભક્તિસે ધાર, ધાર, ધાર–તારક૦

**શેર**

ભક્તિ રંગ અભંગ હૈ ચેતન, જ્ઞાન ગંગ સુરંગ;
ઉસમેં ન્હાકર શુદ્ધ બનો તુમ, નાહક નહો તંગ,
કભી ન હોગા ખ્વાર ખ્વાર, ખ્વાર,–તારક૦

—શેર—

આત્મ કમલ મેં જિનજી ધ્યાવો, ગાવો ગુણુ હિતકાર,
યે હૈ જગમેં સારહી ચેતન, યેહી કરે ભવપાર,
લબ્ધિ સૂરિ સુખકાર, કાર, કાર,–તારક૦

---

## શ્રી મહાવીર જિન સ્તવન

॥ રાગ-**ભૈરવી** ॥

શુભ મારગ દિખલાદે, પ્રભુ વીરજી પ્યારે,

**અંતરા**

ત્રિશલાનંદન જગદાકંદન, જ્ઞાનનિકંદન ભવદુઃખ ભંજન,
સિદ્ધારથકે દુલારે–પ્રભુ વીરજી પ્યારે (૧)
જ્ઞાની ધ્યાની સચ્ચેદાની, વરસાવો કરૂણા રસ પાની,
તુમ્હીને ભવિકજન તારે–પ્રભુ વીરજી પ્યારે (૨)
ચંદન બાલા દિન કો તારા, ભવ્ય જનોંકા દીયા સહારા,
હમ હી હૈ ભક્ત તુમ્હારે,–પ્રભુ વીરજી પ્યારે (૩)
શાન્તિ કીર્તિ કાન્તી કે દાતા, શિવરમણીકે પરમ વિધાતા,
જૈન ધર્મ કે તારે–પ્રભુવીરજી પ્યારે (૪)
પ્રેમ મૂર્તિ પુરૂષોત્તમ પ્યારે, ધર્મ અહિંસા કે રખવારે,
રામ શરણુમેં તુમ્હારે–પ્રભુવીરજી પ્યારે (૫)

---

# શ્રી મહાવીર જિન સ્તવન

(રાહ–આશ્રમ આયે બસો મોરે મનમેં)

મહાવીર મુરત બસી મોરે મનમેં
દેખન આયે દુ:ખ બિસરાયે, તુમ બીન પ્યારે કૌન બચાવે,
મનમેં માયા મોહ બસત હૈ, જબ ફિરત યહ ભવમેં–મહા૦
તેરી મુરતકી હૈ બલિહારી, દેખત લાગે મોહનગારી;
ભાવે ભજે સંસાર છુડાવે, ભવ ફેરી મીટે એક પલમેં,
શિવ લક્ષ્મી મીલે એક છીનમેં–મહાવીર૦

---

॥ રાગ–બાગેસરી–॥ (લાગી લગન મને)

નાવરીયા મોરા કૌન ઉતારે બેડા પાર
ઈહ સંસાર સમુદ્ર ગંભીરા, કીસ બીધ ઉતરૂંગા પાર
રાગદ્વેષ દોનું નદીયાં બહત હૈં, ––નાવ૦
ભ્રમન કરત ગતિ ચાર––,,
રિષભદાસકો દરિશન ચાહીયે,
એહી બિનતી અવધાર––,,

---

॥ રાગ—તિલંગ ॥

ઐસી કરો બક્ષીસ, પ્રભુ મોહે, ––ઐસી૦
દ્વાર દ્વાર મેં નહિં ભટકુ, નમું કીસી અનક્ષીસ––પ્રભુ૦
શુદ્ધ આત્મ કલાહ્ય પ્રગટે, ઘટે રાગને રીશ —,,
ગુણવિલાસકી આશા પુરો, હે જગપતિ જગદીશ––"

---

॥ રાહ—દુનિયા તણા દિવાના ॥

જ્યોતિ અજબ છે જિનવર, ખૂટી નહિં એ ખૂટે;
પ્રિતી અતિ છે તુમથી, તૂટી નહિં એ તૂટે—જ્યોતિ૦
લખ લૂંટ કોઇ મચાવે, કોઇ પ્રાણ પણ પચાવે;
એ પ્રેમ મુજ પ્રભુનો, છૂટયો કદી ન છૂટે —"
ભટકુ નહિં હું ભવમાં, અટકુ ન દુઃખ દવમાં;
કુંથુ જિણંદ ભેટી, આનંદ ચિત્ત લૂટે —"
આતમ કમલની ધારા, લબ્ધિ જિનંદ ધ્યાને;
વધતાં વિશેષ ભાનું, કર્મોનો કુટ કૂટે —"

—o—

## શ્રી નેમીનાથનું સ્તવન

॥ રાગ—ભીમપલાસી—રાહ—એ...વાંચી શકે છે ॥

એ...........એ નેમી જિણંદ મુજ હૃદય વસો,
એ...........માગું બસ એજ મુજ હૃદય વસો—ને૦
રાતદિન સ્મરણ કરૂં તમારૂં હું દીનાનાથ;
મેં હું અનાથ નાથ ઝાલો મુજ રંક હાથ,
જે હૃદય ભાવ રાખે, તે ભકિતરસ ચાખે;
જેને અંતર અંતર ભાવ પુરણ ભર્યા,
એ...........એ અંતર અંતર વિજય પુરણ મળ્યા.
એ.......એ.......નેમી૦

[ શ્રી. ભાઇલાલ નાનાલાલ શાહ. ]

## સામાન્ય જિન સ્તવન

॥ તર્જ—છબી તારી દિલને લુભાવી રહી છે ॥

જપીલે જપીલે દિલારે દિલારે
દિલારે દિલારે દિલારે દિલારે;
લગાદે તું નૈયાકો મુક્તિ કિનારે—જપીલે૦

શેર—

પીઓ એ જ્ઞાનકા પ્યાલા, ટળે અજ્ઞાનકી બાતો;
તરો તુમ ફાની દુનિયાસે, હટાદો મોહકી લાતો.
જિણંદકા ધ્યાન ધર પ્યારા, જીવનકા તું સુધારા કર;
હટાદે જુઠી જગ માયા, ફસા હૈ કયોં કુધારા પર,
—જપીલે૦

શેર—

સુતે હો કયોં યું ગફલતમેં, નિજાતમ ધન લુંટાતા હૈ;
શાહારા હૈ પ્રભુ પ્યારા, નાહક મેં કયોં કુટાતા હૈ,
જાગ તું જો જરા ચેતન, પલકકી યે યુવાની હૈ;
સૂરિ લબ્ધિ પ્રભુ સેવો, હટે જિસસે દિવાની હૈ
—જપીલે૦



॥ તર્જ—મન સાફ તેરા હૈ, યા નહિ—॥

સત્ય શીલ દયા ધર્મ કે, અવતાર તુમ્હી થે,
હે વીર પ્રભુ દેશ કે આધાર તુમ્હી થે, શિણગાર તુમ્હીથે—હે.

અંતરા—

થી દેશમેં ચહુ ઓર ઘટા, પાપકી છવાઈ,
જબ દિન અનાથોંને, મચાઈથી દુહાઇ,
તબ ડુબતી ઇસ નાવકે, પતવાર તુમ્હી થે —હે વીર૦
જબ યજ્ઞ ક્રિયામેં ભી, પશુ વધકી પ્રથાથી;
નિર્દોષ અનાથોંકી, દુહાઇ ભી વૃથા થી;
તબ જીવોંકે રક્ષક દયા ભંડાર તુમ્હી થે —„
ત્રિશલાકી તપસ્યાઓંકા, ફલ પ્રગટ દિખાયા;
એક પાંવકે અંગુષ્ટસે, મેરૂકો હિલાયા,
સૂર રાજ્ય ભી જિન ચરણોપે, બલિહાર તુમ્હી થે —”
ચંદનકો ભી જિન ધર્મકા, બલ તેજ દિખાના,
બાલાકા શ્રી ચર્ણો પે, ફિર શિશ નમાના,
સંસાર પે યું કરતે, જો ઉપકાર તુમ્હી થે —”
જબ આપકે કાનોમેં, ઘડે કીલ ન બોલે,
બહેતીથી રૂધિર ધારા, મગર નયન ન ખોલે,
જબ ખોલે અમર નયન, તો સંસાર તુમ્હી થે —”

———

॥ રાગ—પીલુ—ત્રિતાલ ॥

મુસાફિર રેન રહી અબ થોરી —મુસાફિર૦
જાગ જાગ તું નિંદ ત્યાગ દે, હોત વસ્તુકી ચોરી—,,
મંઝીલ દૂર ભર્યો ભવસાગર, માન ક્રુર મતી મોરી—,,
ચિદાનંદ ચેતનમય મુરત, દેખ હૃદય દ્રગ જોરી —,,

—o—

॥ રાહ—સામે કિનારે આલિપ્રેમ—॥

નિરંજન નાથ મોહે કૈસે મિલેંગે,
કૈસે મિલેંગે પ્રભુ કૈસે મિલેંગે-નિરં૦

અંતરા—

દૂર દેખુ મેં દરીયા ડુંગર, ઉંચે બાદલ નીચે જમીયુ—
તલેરે—,,
ધરતિમેં હુંઢુ તિહાંન પિછાનું,
અગનિ સહુ તો મેરી દેહી જલેરે—,,
આનંદઘન કહે જસ સૂનો બાતાં,
એહી મિલે તો મેરો ફેળો ટલેરે-,,

---

( રાગ—દુર્ગા—ત્રિતાલ )

મનમોહન મૂરતીવાલે, મૂરતીવાલે હે પ્રભુ આલે—મન૦
અહનિશ તોરા ધ્યાન ધરતહું, ગુણિજન ગણધર ગુણ-
ગાવત હૈ—,,
આત્મ કમલમેં તુમહી બસત હૈ, લબ્ધિસૂરિ ગળે-
ગુણમાલા—,,

---

## સામાન્ય જિન સ્તવન

॥ રાહ—આટલી આ અરજી મારી–॥

આટલો સંદેશો મારા પ્રભુજીને કહેજો—આ૦
કાયાનું દેવળ અમને લાગે છે કાચુ,
તેની ભાલવણી અમને કહેજો—સંદેશો૦
કાયા પડશે ને હંસો ક્યાં જઈ સમાશે,
તે ઘર બતલાવી અમને દેજો—,,
સિદ્ધ સ્વરૂપી મારી નજરે નાવે,
આવીને દર્શન અમને દેજો—,,
અમેરે તુમારે ને તમેરે અમારે,
જનમો જનમ પ્રિતી રહેજો—,,

---

## શ્રી વીર જિન સ્તવન

(રાગ માંડ–કૈસે છીપોગે અબ તુમ કૈસે છીપોગે)

કૈસે મીલોગે પ્રભુ તુમ કૈસે મીલોગે
ઓ નીરાગી જિનજી કૈસે મીલોગે
દેવ દયાળુ તુમારા નામ દીલારા
મહાવીર તરાદો હમારી નાવ કીનારા
અબ તો બતાઓ પ્રભુ તુમ કૈસે મીલોગે
ઓ નીરાગી.—કૈસે૦

જીયા હુઆ લીન તેરી સુરતીયામેં
દીલ હુવા અધીર મુક્તિ મંદીરીયામેં
અર્જ **યશોભદ્રકી** તુમ નહિ ભૂલોગે
વીર નહિ ભૂલોગે
ઓ નીરાગી જિનજી કૈસે મીલેંગે.—કૈસે૦

---

## શ્રી પાર્શ્વ જિન સ્તવન

### ( ભીમપલાસ મીશ્ર )

પારસ મુર્તિ પ્યારી પ્યારી
તીન જગતસે ન્યારી.—પારસ૦

સમકિત સાર દીયે ભવીયણકો
ભવસે પાર ઉતારી.—પારસ૦

દેવ અનેરે સબ કોઇ દીઠે
નહી કોઇ સમ હે તારી.—પારસ૦

સરપન કો પ્રભુ તુમને તારે
અબ હૈ હમારી વારી.—પારસ૦

વામા દેવી કે પ્રભુ નંદન
ચંદન શીતલ ભારી....—પારસ૦

[ શ્રી. અંબાલાલ છોટાલાલ ]

---

# શ્રી સિદ્ધાચલ તીર્થ સ્તવન

(રાગ. માંડ-બંદેજીવન હય સંગ્રામ)

આદી જિણંદ જીકો વંદે વિબુધ વારંવાર
વંદે સુરનર વારંવાર-વંદે૦
આદી જિણંદા આદી મુણીંદા
આદી હય ભૂપાલ વંદે આદી હય ભૂપાલ
લે ઉસીકા નામ વંદે સુરનર વારંવાર (૨)
હરિ હય તું હય બ્રહ્મા વિધાતા
જગ ત્રાતા જગ ભ્રાતા
વંદે જગ ત્રાતા જગ ભ્રાતા
લે ઉસીકા નામ વંદેસુર નરનર વારંવાર (૩)
ભરત ભુપતિ બાહુ બળીજીકો
કીયા જ્ઞાનસે જ્ઞાતા
વંદે કીયા જ્ઞાનસે જ્ઞાતા
લે ઉસીકા નામ વંદે સુર નર વારંવાર (૪)
બ્રાહ્મી સુંદરી લચી ગણિત
દક્ષીણુ વામજ હાથ
વંદે દક્ષિણુ વામજ હાથ
લે ઉસીકા નામવંદે સુરનર વારંવાર (૫)
અઢાર કોડા કોડી સાગરસે
બંધજ મુક્તિ દ્વાર

વંદે બંધજ મુક્તિ દ્વાર
હે ઉસીકા નામ વંદે સુરનર વારંવાર (૬)
કદમ્બગિરિ પર નેમી લાવણ્ય
દક્ષ સુશીલ બાલ
વંદે દક્ષ સુશીલ બાલુ
હે ઉસીકા નામ વંદે સુરનર વારંવાર (૭) આદી

By A. C. Shah

---

## શ્રી વીર જિન સ્તવન

[ રાગ-**કાલીંગડા** ]

ત્રીશલા દે ગોદ ખીલાવે છે ત્રીશલા દે ગોદ ખીલાવે છે.
વીર જીણુંદ જગત કર પાલા
તેરાહી દર્શ સુહાવે છે.-ત્રીશલા૦
આ મેરે વહાલા ત્રીભુવન લાલા
ઠુમક ઠુમક ચલ આવે છે.-ત્રીશલા૦
આવો સખી મુજ નંદન દેખો
ફીર ફીરકે કંઠ લગાવે છે.-ત્રીશલા૦
પારણે પોઢયો ત્રિભુવન નાયક
જગત ઉદ્યોત કરાવે છે.-ત્રીશલા૦
**આતમ** અનુભવ રસકે દાતા
ચરણ શરણ તુમ ભાવે છે.-ત્રીશલા૦

---

॥ રાગ—સૂરતિ ટોડી. ॥

પ્રભુ તો સમ અવર ન કોઈ ખલકમેં,
હરિહર બ્રહ્મ વિગૂતે સોતો, મદન જીત્યો તેં
પલકમેં—પ્રભુ૦

જ્યોં જલ જગમેં અગન બૂજાવત,
વડવાનલ સો પીયે પલકમેં;

આનંદઘન પ્રભુ વામારે નંદન, તેરી હામ ન હોત-
હલકમેં—પ્રભુ૦

---

( રાહ—વંદેમાતરમ્ )

વંદે મહાવીરમ્ (૨)

સુગુણાં, સુહૃદાં, ગોયમ ગણધરમ્
ગુણગણા લયમ્, મહાવીરમ્ —વન્દે૦

જય વિભુવરા, હે કૃપાનિધિ,
પ્રભુ જિનવરા, ગુણવારિધિ 'વિજય' સુખદા,
તારક ભવોદધિ, શાંતિદામ્, સર્વદાં, જિનવરમ્૦
—વન્દે૦



# ૮૧

## ( રાગ-ભૈરવી તર્જ-પીલો પીલો )

પીલો પીલો જીવવાને નેમિનામ, સુધાધામ આપે
દિલને આરામ-પીલો૦

જીવનમાં દીઠી મધુરા, અમરના વર્ગની ધુરા;
ધરનાર ધરે છે નામ, સુધાધામ, આપે દિલને આરામ-,,

### શેર

દેવના પણ દેવલાહા, જીંદગાનીના;
છે ખૂબીથી એ ભર્યા, આ લોક શાલામાં,

પ્યાલા એ જ્ઞાને છલાછલ, પ્રેમથી પીધા કરો;
પાયા કરો એ અન્યને, નીચ કર્મને દૂરે હરો,
એ પ્રભુજીનો પેગામ, સુધાધામ, આપે દિલને આરામ-,,

### શેર

આતમ કમલ ખીલી રહ્યું, એમાં જીવન ઝુલ્યા કરે;
લબ્ધિ કહે એ સત્ય માનો, શાશ્વતું જીવન ધરે;
રે જપો પલે પલે એ નામ, સુધાધામ, આપે દિલને આરામ-,,

(શ્રીમદ્ વિજય લબ્ધિસૂરીશ્વરજી)

---

## ત્વમેવ શરણં મમ.

[ રાગ–કાફી ]

તો બિનુ ઓર ન જાચું, જિનંદરાય! તો૦ ટેક૦
મેં મેરો મન નિશ્ચય કીનો,
એહમાં કછુ નહિં કાચું. જિનંદરાય! તો૦ ૧
તુમ ચરન–કમલપર ભ્રમર–મન મેરો,
અનુભવરસ ભર ચાખું;
'અંતરંગ અમૃતરસ ચાખો,'
એહ વચન મન સાચું. જિનંદરાય! તો૦ ૨
**જસ** પ્રભુ ધ્યાયો મહારસ પાયો, અવર રસે નહિ રાચું;
અંતરંગ ફરસ્યો દરસન તેરો,
તુજ ગુણ–રસ સંગ માચું. જિનંદરાય! તો૦ ૩

---

## પ્રભુને શરણે.

[ રાગ–**ધન્યાશ્રી** અથવા **ગુર્જરી** ]

જિન! તેરે ચરન સરન ગ્રહું—ટેક૦
હૃદય કમલમેં ધ્યાન ધરત હું, શિર તુજ આણ વહું. જિન! ૧
તુજ સમ ખોલ્યો દેવ ખલકમેં, પૈખ્યો નાહિ કબહું;
તેરે ગુનકી જપું જપમાલા, અહનિશિ પાપ દહું. જિન! ૨
મેરે મનકી તુમ સબ જાનો, કયા મુખ બહોત કહું?
કહે **જસવિજય** કરો ત્યું સાહિબ, જયું ભવ–દુઃખ ન લહું. જિન!

---

## શ્રી શંખેશ્વરજી પાર્શ્વનાથ સ્તવન.

॥ તર્જ: **કાલી કમલી વાલે તુમકો** ॥

શ્રી શંખેશ્વર સ્વામી, મુજરા લેનાજી ધાર,
શ્રી શંખેશ્વર પારસ સ્વામી, સેવક અર્જ કરે શિરનામી
લીજે અર્જ સ્વીકાર—મુજરા૦ ॥૧॥
યાદવપતિકી અરતિ ટારી, જરાસંઘકી જરા નિવારી,
કીનો પર ઉપકાર—મુજરા૦ ॥૨॥
શંખેશ્વર યાદવપતિ ધ્યાવે, શંખેશ્વર પારસ જગ ગાવે,
વારવાર બલિહાર—મુજરા૦ ॥૩॥
દાસ આસ ધર પાસે આવેં, ભક્તિભાવે શીષ નમાવે,
કર્મ પાસ દો ટાર—મુજરા૦ ॥૪॥
સંવત ઓગણીસો ચોરાણુ, આતમ લક્ષ્મી દેવે આણુ,
**વલ્લભ** હર્ષ અપાર—મુજરા૦ ॥૫॥

---

## શ્રી આદિનાથ સ્તવન.

॥ રાહ-**મીઠી નજરના તરસ્યા** ॥

પ્રભુ આદિનાથ સુખ કરતા, દુઃખ હરતા ધ્યાવજો;
સુતાં તથા ઉઠીને, પ્રભુને દિલમાં લાવજો—પ્રભુ૦
પ્રભુ ગુણ ગણુના છો ધ્યાતા, વળી સર્વ સુખના દાતા;
નિભાવજો શરણાંગત જાણી, દોષ નહિં લેશો—પ્રભુ૦
ચરણે તમારા રહેશું, કોઈને ન કાંઈ કહેશું;
આતમ કમલ **લબ્ધિ** દાતા થઈ, શીવરમણી દેશો—પ્રભુ૦

---

## જળ પૂજા

### (રૂઢીને રઢીયાળીરે)

ન્હવણની પૂજારે, નિર્મલ આતમારે, તીર્થોદકનાં જળ મેલાય;
મનોહર ગંધે તે ભેળાય, — ॥ ન્હવણ ॥
સુરગિરિ દેવારે, સેવા જિનતણીરે, કરતાં ન્હવણ તે નિર્મલ થાય;
કનક રજત મણી કળશ ઢળાય, — ॥ ન્હવણ ॥
સૂર વહુ નાચેરે, માચે વેગશું રે, ગાયન દેવ તે જિન ગુણ ગાય,
વૈશાલિક મૂખ દર્શન થાય, — ॥ ન્હવણ ॥
ચિંહુ ગતિ માંહેરે, ચેતન રોલીયોરે, સૂરનર જે સુખીયા સંસાર;
નારક તિરિ દુઃખનો ભંડાર, — ॥ ન્હવણ ॥
શે વશ સુખમાં રે, સ્વામિ ન સાંભળ્યારે, તેણે હું રઝળ્યો કાળ અનંત;
મલિન રતન નવિ તેજ જગંત — ॥ ન્હવણ ॥
પ્રભુ ન્હવરાવી રે મેલ નિવારશું રે, વેદની વિઘટે મણિ ઝલકંત;
શ્રી શુભવીર મળે એકાંત — ॥ ન્હવણ. ॥૬॥

( રાગ—**માલકોષ** )

ન્હવણ કરો જિનચંદ, આનંદભર—ન્હવણ૦
**કંચન રતન કળશ જળ ભરકે, મહકે બાસ સુગંધ. આનંદભર૦**
**સુરગિરિ ઉપર સુરપતિ સઘળે, પૂજે ત્રિભુવન ઈંદ્ર. આનંદભર૦**
**શ્રાવક તિમ જિન ન્હવણ કરીને, કાટે કરીમલ ફંદ. આનંદભર૦**
**આતમ** નિર્મળ સબ અઘ ટાળી, અરિહંતરૂપ અમંદ. આ૦

---

( ચાલ—**સબમેં જ્ઞાનવંત વડવીર** )

**શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન, પ્રભુ હૈ સર્વ ગુણોકી ખાણ.**
**શ્રી શ્રી૦**
**એક દિન ક્રિડા કર પ્રભુ પૈઠે, અપને મહલમેં સુખસે બૈઠે,**
**કરતે નગર તની પૈછાન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦**
**દેખે લોક નગરકે જાતે, પૂજોપગરણ આનંદ થાતે,**
**લેકરકે સંગમેં ખાનપાન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦**
**પૂછા પ્રભુને ઉત્તર મલીયા, તાપસ વંદનકો સબ ચલીયા,**
**ઉઠી લોક સવેરે જાન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦**
**યોગી કમઠ તપસ્યા કરતા, અગ્નિ પંચકી સેવા કરતા,**
**મનમેં તપસીકે અતિ માન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦**
**પાસકુમર દેખનકો જાવે, તપસી પાસ પ્રભુ ચલ આવે,**
**દેખે તબ જિન અવધિજ્ઞાન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦**
**કહે પ્રભુ સુન તાપસ સુખકારણ, તેરા જાપ યોગ નહિં તારણ,**
**અગ્નિ બીચ જલે અજ્ઞાન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦**

કહે સુન રાજકુમર તુમ જાનો, અશ્વખિલાના યોગ ન માનો,
યોગીકા હૈ દૂર મકાન—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦
તુજકો કિસને યોગ ધરાયા, કેવળ કષ્ટ શરીર બતાયા,
કિના નહીં ધર્મ ઓળખાણ—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦
આતમ આનંદ લક્ષ્મીદાતા, ધર્મતણા પ્રભુ પારસ જ્ઞાતા,
**વલ્લભ** શ્રી શુભવીર વખાણ—શ્રી શ્રી પાર્શ્વનાથ ભગવાન૦

---

## ॥ ન્હવણ પૂજા ॥

મેરૂ શિખર ન્હવરાવે હો સુરપતિ—મેરૂ૦
જંન્મ કાળ જિનવરજીકો જાણી, પંચ રૂપ કરી ભાવે હો
સુરપતિ—મેરૂ૦
રત્ન પ્રમુખ અડજાતિના કળશા, ઔષધી ચુરણ મિલાવે
હો સુરપતિ—મેરૂ૦
ખીર સમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે હો
સુરપતિ—મેરૂ૦
એણી પરે જિન પ્રતિમાકો ન્હવણ કરી, બોધિ બીજ માનું વાવે હો
સુરપતિ—મેરૂ૦
અનુક્રમે ગુણ રત્નાકર ફરસી, જિન ઉત્તમ પદ પાવે
હો સુરપતિ—મેરૂ૦

---

## જળ પૂજા

(ચાલ—તન મન ધન વિન ફંનડસ લેગી)

તન મન ધન સુખ સંપત કરની, પ્રભુ પૂજા હૈ ખરી;
અહો દુઃખહારી સુખકારી, પ્રભુકી પૂજા હૈ ખરી-તન૦
ધન ધન જગવો નરનાર કરે, પ્રભુ પૂજા જો ખરી;
ભવભવ સુખ સંપત ફળ પાવે, પ્રભુ પૂજા હૈ ખરી-તન૦
હિત સુખ અરૂ જોગ કહે, ફળ મુગતિ પૂજાસે ખરી;
ભવ ભવમેં સાથ ચલે ફળ પૂજા, પૂજા હૈ ખરી-તન૦
ચઉસઠ ઈંદર સુરગિરિ, મિલ કરતે પૂજા હૈ ખરી;
ક્ષીરોદક ગંગા પાણી નિર્મળ, પૂજા હૈ ખરી-તન૦
અઠ જાતિ કલશે ભરકે પ્રભુકી, પૂજા હૈ ખરી;
અભિષેક અઢાઇસો કરતે, પ્રભુકી પૂજા હૈ ખરી-તન૦
આરતી મંગળ દીવા ચંદનસે, પૂજા હૈ ખરી;
ફુલે પૂજે વાજીંતર વાજે, પૂજા હૈ ખરી-તન૦
અઠ મંગળ આદિ ઓચ્છવ કરતે, પૂજા હૈ ખરી;
જા માતા પાસે પ્રભુકો ધરતે પૂજા હૈ ખરી-તન૦
કુંડલ યુગ વસ્ત્ર દડોગેડી, પ્રભુ પૂજા હૈ ખરી;
દ્વાત્રિંશત્ કોટીરત્ન વરસિયા, પૂજા હૈ ખરી-તન૦
પ્રભુ માતાસે ધરે ખેદ, પ્રભુકી પૂજા હૈ ખરી;
તસ મસ્તક થાશે છેદ, પ્રભુકી પૂજા હૈ ખરી-તન૦

અંગુષ્ટામૃત નંદીશ્વર ઓચ્છવ, પૂજા હૈ ખરી;
કરે રાજા વધાઇ ઓચ્છવ દસ દિન, પૂજા હૈ ખરી–તન૦
પ્રભુ પારસ નામ અનુપમ, વલ્લભ પૂજા હૈ ખરી;
આતમ શિવસાધન વીર કહે, પ્રભુ પૂજા હૈ ખરી–તન૦

---

## જળ પૂજા.

( પડાડી ચાલ—મહારાજા કવડીયા ખોલ )

મિલ દેવ દેવી પરિવાર, જિન જન્મ ઓચ્છવ કરે.
શક્ર સુઘોષા ઘંટા બજાવે, દેવ દેવી સબ મિલકર આવે;
પાલક સુર વિમાન બનાવે, પાલક નામ પ્રચાર—જિન૦
પાર્શ્વ પ્રભુ મુખ કમલકો જોવા, ભવભવકે નિજ પાતક ખોવા;
સુર નિજનિજ ગણુ પાવન હોવા, મુખ બોલે જયકાર—જિન૦
સિંહાસન બેઠા હરિ બલીયા, દેવ દેવી ગણુ શું પરિવરિઆ;
નારી મિત્ર પ્રેર્યા કેઈ ચલીયા, કેઇ નિજ ભાવ વિચાર—જિન૦
કેઈ હુકમ કેઈ ભકિતભાવે, મુખ્ય ધરમ નિજ મનમેં મનાવે;
કેઈક કૌતુક જોવા આવે, ફલ ભાવોં અનુસાર—જિન૦
હયકાસર હરિનાગ નિવાસા, ગરૂડછાગ ચિત્રા પરવાસા;
વાહન નેક વિમાન આકાસા, સંકીરણુ ઉપચાર—જિન૦
કોઇ બોલે વહાં બોલ કરારા, સાંકડા ભાઇ એ પર્વ દહારા;
ઇમ વરજે કેઈ જ્ઞાન વિચારા, આનંદ મંગલાચાર—જિન૦
આયે બનારસ સર્વ આનંદે, જિનવર જનનીકો હરિવંદે;
આતમ ચિદઘન શિવસુખ કંદે, વલ્લભ વીર આધાર—જિન૦

---

## આપ સ્વભાવની સજઝાય.

આપ સ્વભાવમાં રે, અવધૂ સદા મગનમેં રહેના;
જગત જીવ હે કરમાધીના,
અચરીજ કછુઅ ન લીના. આપ૦ ૧

તુમ નહિ કેરા કોઈ નહિ તેરા, ક્યા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા. આપ૦ ૨

વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકો વિલાસી;
વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આપ૦ ૩

રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા. આપ૦ ૪

પરકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આપ૦ ૫

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમાં કીરતિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આપ૦ ૬

શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકને દૂર નિવારી, જીવ વરે શિવનારી. આપ૦ ૭



# શ્રી શાલિભદ્રજીની સજ્ઝાય.

( રહો રહો રે રસભર દો ઘડીયાં–એ દેશી. )

બોલો બોલો રે શાલિભદ્ર દો વરીયાં,
દો વરીયાં દોય ચાર વરીયાં. બોલો૦ ૧
માય તુમારી ખરીય પોકારે,
વહુયર સબ આગે ખરીયાં. બોલ૦ ૨
પોઢયો પુત્ર શિલાપટ પેખી,
આંખે આંસુ ઝલહળીયાં. બોલો૦ ૩
ફૂલની શય્યા જેહને ખુંચતી,
તેણે સંથારો સિલ્લા કરીયાં. બોલો૦ ૪
પૂરવભવ માડી આહીરણી,
આહાર કરી અણુસણ કરીયાં. બોલો૦ ૫
આજ પીછે ડુંગર ચરવેકી,
સુંસ કરૂં હું ઈણુ વરીયાં. બોલો૦ ૬
સનમુખ ખોલ જોયો નહિ માકું,
ધ્યાન નિરંજન મન ધરીયાં. બોલો૦ ૭
કાજ સરે ઉદયરત્ન ઉનહી કે,
જિણે પલકમેં શિવ વરીયાં. બોલો૦ ૮



## સંસારના ખોટા સગપણની સજ્ઝાય.

( ચેત તો ચેતાવું તને રે, પામર પ્રાણી–એ દેશી. )

સગું તારૂં કોણ સાચું રે, સંસારીયામાં–સગું૦
પાપનો તો નાખ્યો પાયો, ધરમમાં તું નહિ ધાયો;
ડાહ્યો થઇને તું દબાયો રે. સંસા૦ ૧
કૂડું કૂડું હેત કીધું, તેને સાચુ માની લીધું;
અંત કાલે દુઃખ દીધું રે. સંસા૦ ૨
વિસવાસે વ્હાલા કીધા, પીયાલા ઝેરના પીધા:
પ્રભુને વિસારી દીધા રે. સંસા૦ ૩
મનગમતામાં મહાલ્યો, ચોરને મારગ ચાલ્યો;
પાપીઓનો સંગ ઝાલ્યો રે. સંસા૦ ૪
ઘરને ધંધે ઘેરી લીધો, કામિનીયે વશ કીધો;
ઋષભદાસ કહે દગો દીધો રે. સંસા૦ ૫

---

## વૈરાગ્ય વિષયક પદ.

કહાં કરૂં મંદિર કહાં કરૂં દમરા ?
ન જાનું કહાં ઉડ બૈઠેગા ભમરા;
જોરી જોરી ગએ છોરી દુમાલા,
ઉડ ગએ પંખી પડ રહ્યા માલા. કહાં૦ ૧

પવનકી ગઠરી મેં કૈસે ઠેરાઉ ?
ઘર ન બસત આય બૈઠે બટાઉ;
અગ્નિ બુઝાની કાહેકી ઝારા ?
દીપ છીપે તબ કૈસે ઉજારા ? કહાં૦ ૨
ચિત્રકે તરૂવર કબહુ ન મોરે,
માટીકા ઘોરા કેતેક દોરે;
ધુંએકી ડેરી તૂરકા થંભા,
ઉહાં ખેલે હંસા દેખો અચંભા. કહાં૦ ૩
ફિર ફિર આવત જાત ઉસાસા,
લાંપરે તારેકા કૈસા વિશ્વાસા;
યા દુનિયાકી જૂઠી હૈ યારી,
જૈસી બનાઇ બાજીગર બારી. કહાં૦ ૪
પરમાતમ અવિચલ અવિનાસી,
સોહે શુદ્ધ પરમપદવાસી;
**વિનય** કહે વે સાહિબ મેરા,
ફિર ન કરૂં આ દુનિયામેં ફેરા. કહાં૦ ૫

---

## હિત શિક્ષા પદ

(ગઝલ)

કરમ તારી કળા ન્યારી, હજારો નાચ નચાવે છે;
ચઢે જે ચક્કરે તારા, સદા તેને ભમાવે છે. કરમ૦ ૧

હોય જે કાલ ભીખારી, આજ ધનવાન તે ભારી;
અરે ધનવાનને પળમાં, ભુંડી ભીક્ષા મંગાવે છે. ક૦ ૨

હજારો મોઝ જે કરતા, મહારાજા જે કહેવાતા;
તજાવી રાજ્ય તું તેને, બુરા બાવા બનાવે છે. ક૦ ૩

બનાવે યોગીને ભોગી, કરે બળવાનને રોગી;
ઉંચાને નીચની પાસે, ગુલામી તું કરાવે છે. ક૦ ૪

ઘડીમાં તું હસાવે છે, ઘડીમાં તું રડાવે છે;
કહે શંકર તું ફંદામાં, સકળ જગને ફસાવે છે. ક૦ ૫

---

## શ્રી વૈરાગ્ય પદં

### ( ગઝલ યા કવાલી )

જગતના ખેલ છે ખોટા, કદી ના થાય મન મોટા,—જ૦
સદા છે દુઃખ માયામાં, સદા સુખ ધ્યાન છાયામાં;
પ્રભુનું નામ સુખ આપે, પ્રભુનું નામ દુઃખ કાપે—"
પ્રભુભક્તિ ન જો થાશે, તદા દિન દિન દુઃખ થાશે;
જીભલડી ગા જીનેશ્વરને, હૃદય તું દેવને ધરને—"
મૂઆ જે મોઝમાં માતા, તર્યા જે દેવને ગાતા;
જગતમાં જન્મ ધાર્યો તેં, ભજન વિણુ જન્મ હાર્યો તેં—"
છેવટની આંખ મિંચાશે, તદા તું ખૂબ પસ્તાશે;
હજી છે હાથમાં બાજી, કરી લે આત્મને રાજી—"

ગાડી ઘોડા ગમ્મત ગાડી, સુંદર સજ્યા અને લાડી,
મળેલા ભોગ તે જાશે, પાછળથી કોઇ તે ખાશે—"
ગણી તું ફોક દુનિયાને, પ્રભુ ભવ્ય ગુણ ગાને;
બુદ્ધ્યબ્ધિ સંતનો સંગી, ગ્રહે તે સુખ ગુણ રંગી—"

(શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી કૃત.)

---

## શ્રી વૈરાગ્ય પદ

(રાગ–પિલુ મિશ્ર ત્રિતાલ રાહ મુખડા ક્યા દેખે દરપનમેં)

ખોયા માનવ ભવ ખટપટમેં, (૨)
ઘડીભર સમર્યા નહીં, પ્રભુ ઘટમેં.—ખોયા૦

નાહક વખત ગમાયા નિર્લજ, લોકોંકી લટપટમાં;
ગુનહીન સારી ઉંમર ગાળી, છળબળ કુડ કપટમેં.—ખોયા૦

કુટિલ જનોંકી સંગત કીની, ન ગયા સંત નિકટમેં;
કુછભી ધરમ કરમ નહીં કીના, વહકર વ્યસન વિકટમેં. ખો૦

માનિકસિંહ કહે અબ મુરખ, ચેતીલે ચટપટમેં;
નિજ હિત કરલે જબ તક નાહીં, ઝડપે કાળ ઝપટમેં. ખો૦

(શ્રી વિજય માણિક્યસિંહસૂરિ)

---

## શ્રી વૈરાગ્ય પદ

(રાગ-**ભૈરવી-ત્રિતાલ-રાહ-નાવ કિનારે લગાવ.)**

ઘુંમત ક્યોં મદમેં ભમરા—ઘુંમત.
બહોત કર માનવ ભવ પાયો. સોચ જરા ઘટમેં—ભ૦

—: અંતરા :—

રાવણ સરિખો લંકપતિ પણ, લોટ ગયો રનમેં—ભ૦
કાળકી નૌબત શિરપર બાજે. ચલ જાના પલમેં—ભ૦
સુકૃત કરના કરલે પ્યારે, રહે મનકી મનમેં—ભ૦
**લક્ષ્મી** માયા સ્નેહી સબ જુઠો, પાપ પુન્ય સંગમે—ભ૦

(લક્ષ્મીચંદ મોહનલાલ)

---

## ॥ શ્રી વૈરાગ્ય પદ ॥

(રાગ-**રામકલી ત્રિતાલ**-રાહ-હરિ **હરિ જપના)**

પ્રભુ પ્રભુ પ્રભુ મન ઝપના
જંબ લગ પ્રાણુ રહે ઘટ ભીતર,
તબ લગ યહ જગ અપના—પ્રભુ૦

**અંતરા**

માતપિતા પ્રિયા સુખ સૌંપદ,
જુઠ હે જગ કલપના,
ક્રોધ માન માયા મેં ફસેં ક્યોં,
આખિર યહ જગ સપના-પ્રભુ૦

---

## પદ

### ( રાગ–ધનાશ્રી યા મલ્હાર )

ચેતન જ્ઞાનકી દૃષ્ટિ નિહાલો, ચેતન૦ (ટેક)
મોહ દૃષ્ટિ દેખે સો બાઉરો, હોત મહામત વાલો. ચે૦ ૧
મોહ દૃષ્ટિ અતિ ચપલ કરતુ હૈ, ભવ વન વાનર ચાલો
યોગ વિયોગ દાવાનલ લાગત, પાવંત નહિ વિચાલો. ચે૦ ૨
મોહ દૃષ્ટિ કાયર નર ડરપે, કરે અકારન ટાલો,
રન મેદાન લરે નહીં અરિસું, શૂર લરે જિઉં પાલો. ચે૦ ૩
મોહ દૃષ્ટિ જન જનકે પરવશ, દીન અનાથ દુખાલો,
માગે ભીખ ફિર ઘરિ ઘરિસું, કહ મુઝકું કોઉ પાલો. ચે૦ ૪
મોહ દૃષ્ટિ મદ મદિરા માતી, તાકો હોત ઉછાલો,
પર અવગુણ રાચે સો અહર્નિશ, કાગ અશુચિ જ્યોં કાલો. ચે૦ ૫
જ્ઞાન દ્રષ્ટિમાં દોષ ન એ તે, કરો જ્ઞાન અજુઆલો,
**ચિદાનંદ** ઘન સુજસ વચન રસ, સજ્જન હૃદય પખાલો. ચે૦ ૬

---

## પદ

### ॥ રાગ—આશાવરી ॥

અવધૂ સો જોગી ગુરૂ મેરા, ઈન પદકા કરેરે નિવેડા.
—અવધૂ૦

તરૂવર એક મૂલ બિન છાયા, બિન ફૂલે ફલ લાગા;
આશા પત્ર નહી કછુ ઉનકૂં, અમૃત ગગને લાગા,—,,

તરૂવર એક પંછી દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચુણ ચુણ ખાયા, ગુરૂ નિરંતર ખેલા,—,,

ગગન મંડલકે અધબિચ કૂવા, ઉહાંહે અમીકા વાસા,
સગુરા હોવે સો ભરભર પીવે, નગુરા જાવે પ્યાસા—,,

ગગન મંડલમેં ગઉઆં બિહાની, ધરતી દૂધ જમાયા;
માખન થા સો વિરલા પાયા, છાસેં જગત ભરમાયા,—,,

થડ બિનું પત્ર પત્ર બિનું તુંબા, બિન જીભ્યા ગુણ ગાયા,
ગાવન વાલેકા રૂપ ન રેખા, સુગુરૂ સોહી બતાયા—"

આતમ અનુભવ બિન નહી જાને, અંતર જ્યોતિ જગાવે;
ઘટ અંતર પરખે સોહી મૂરતી, **આનંદઘન** પદ પાવે,–,,

---

## ॥ રાગ–**આશાવરી** ॥

અવધૂ એસો જ્ઞાન વિચારી, વામેં કોણ પુરૂષ કોણ નારી–અ૦

બમ્મનકે ઘર ન્હાતી ધોતી, જોગીકે ઘર ચેલી;
કલમા પઢપઢ ભઇરે તુરકડી તો, આપહી આપ અકેલી–અ૦

સસરો હમારો બાલો ભોલો, સાસુ બાલ કુંવારી;
પીયુજી હમારો પ્હોઢે પારણીએ તો, મેં હુ ઝુલાવનહારી–,,

નહીં હું પરણી નહીં હું કુંવારી, પુત્ર જણાવનહારી;
કાલી દાઢીકો મેં કોઈ નહીં છોડયો તો, હજુએ હું
બાલકુંવારી,—,,

અઢી દ્વીપમેં ખાટ ખટૂલી, ગગન ઓશીકું તલાઇ;
ધરતીકો છેડો આભકી પીછોડી, તોય ન સોડ ભરાઇ—,,
ગગન મંડલમેં ગાય વીઆણી, વસુધા દૂધ જમાઈ;
સઉરે સુનો ભાઇ વલોણું વલોવે તો, તત્ત્વ અમૃત કોઈ
પાઇ,—,,
નહીં જાઉ સાસરીયેને, નહીં જાઉ પીયરીયે, પીયુજીકી સેજ
બિછાઈ;
**આનંદઘન** કહે સુનો ભાઇ સાધુ તો, જ્યોતસે જ્યોત
મિલાઈ—"

---

## હૃદય પ્રાર્થના.

વામાનંદન જગદાનંદન, સેવકજન–આસા–વિસરામ;
નેક નજર કરી મોહિપર નીરખો,
તુમ હો કરૂના રસ કે ધામ. વામા૦ ૧
ઇતની ભૂમિ પ્રભુ તુમહિ આન્યો,
પરિ પરિ બહુત બઢાઇ મામ;
અબ દો ચાર ગુનઠાન બઢાવત,
લાગત હે કહા તુમકું દામ. વામા૦ ૨
અહુનિશિ ધ્યાન ધરૂં હું તેરો, મુખથી ન વિસારૂં તુમ નામ;
શ્રી નયવિજય વિબુધવર સેવક,
કહે તુમ મેરે આતમરામ, વામા૦ ૩

---

# શ્રી પ્રભુને પોંખવાનું ગીત.

॥ ભરત નૃપ ભાવશું એ—એ દેશી. ॥

શ્રી જિનરાજને પોંખવાએ, આવે આવે સૈયરનો સાથ
જિણુંદજીને પોંખવાએ
ગાવે ગાવે સોહાગણ નાર, જિણુંદજીને પુંખવાએ—આંકણી
દેવજ પૂજન અભિષેકમાંએ, કરે સામૈયામાં સાર—જિ૦
પ્રભુજીને પધરાવતાં એ, વલી વરઘોડા મોજાર—,,
ઈંડી પીંડી ધૂસરને મૂશલએ, રવૈયો ને સંપુટ કરાય—,,
મંગલ દ્રવ્ય કરે પુંખણોએ, સંઘને મંગલ થાય—,,
પૂર્વે ઇંદ્રાણીએ પુંખીયાએ, વિધિ વિનય એક તાર—,,
હેતુ ગુરૂગમ ધારીએ એ, ટાળવા કર્મ સંભાર—,,
કુંકુમ અક્ષત વધાવતીએ, મોતીયોને મોડ ધરાય—,,
સુંદરી શીર ધરી ઘાટડીએ, લળી લળી પ્રણમે પાય—,,
કરણીએ ભરણી પુન્યનીએ, મળી મળી વનિતા વૃંદ—,,
કરશે તરશે અનુક્રમે એ, એમ કહે **ખીમચંદ**—,,

( ખીમચંદ પીતામ્બરદાસ )

---

## ગરબો

### (રાગ–ટહુકે ગોકુળની ગોવાલણ)

ગુણની ગુંથીરે ફુલ માળા, વીણી જીન ભક્તિના ફુલ;
મૂરતિ અમિય ભરી રે લોલ.
કરતી જિન દર્શન ઉજમાળા, સમજી જીવન કેરાં મૂલ–મુ૦
નિરખી મુખડુ વીર પ્રભુનું, પ્રગટયો આનંદ અપાર–મુ૦
ભાવ ભક્તિથી પૂજન જિનનું, કરતાં હો ભવપાર–મુ૦
મોહ માન માયાના ત્યાગી, જિન ઉત્તમ પદ સેવ–મુ૦
નિરંજન અવિકાર વિરાગી, દિન દયાળ છો દેવ–મુ૦
તુમ શરણું પામે જે ભવિયાં, જાગે આતમ જયોત–મુ૦
બાંહ્ય ગ્રહો જો આપ પ્રભુ તો, **ચંદ્ર** આતમ ઉદ્યોત–મુ૦

---

## ગરબો

### ॥ રાગ–આંબા ડાલેરે ઝીલોરે ઝીલો ॥

પ્રભુને દ્વારે ચલોરે ચલો
ચલોરે ચલો હા–હા–હા–હા–ચલોરે
જિનવર દ્વારેરે ચલોરે ચલો
અણુ મોલીરે પ્રભુની સહુ ભક્તિકરો–ચલોરે
સહુ સાહેલીયો પ્રભુ દરશન સંચરો–ચલોરે
ચમક ચમક મુખડુ થાય, મુખડાની જ્યોતિઅપાર

દેખી થાય હર્ષ અપાર-ચલોરે
સખી લઇ થાલી જિનજીનું પુજનકરો
કહે **યશોભદ્ર** શિવ મુક્તિ વરો-ચલોરે

---

## ॥ ગરબો ॥

( રાગ: **જનેતાએ દીકરીને સોંઢાણી સાસરે.** )

સમતાએ મીઠડી છે, શીખડી શ્રી વીરની
ચંડકૌશિને વીરે દીધી શિખામણ

ભૂલો નહિ આતમાનો સાજરે, ભુજંગજી
દોહિલો છે સમતાનો વાસરે, શીખડી શ્રી વીરની-સ૦

—: અંતરા :—

વેણું સહુનાં અહે, સહવા તું શીખજે, (૨)
સહવામાં આત્મનો ઉદ્યોતરે, ભુજંગજી
કરજે દ્રષ્ટિનું ઝેર નાશરે-શીખડી શ્રી વીરની-સ૦

ચંડકૌશિક બુઝયો, અમૃત વેણુથી, (૨)
બીલ મુખ ધરી થયો શાંત રે, ભુજંગજી
સમતામાં રાખ્યો છે, ઉલ્લાસરે, શીખડી શ્રી વીરની-સ૦

ગોપ વધુ કરે, કહી દૂધ છાંટણાં (૨)
સહ્યું કીડીયોનું ઘણું દુઃખરે, ભુજંગજી,
લીધો આઠમ દેવ વાસરે, શીખડી શ્રી વીરની–સ૦

તારક શાસન નાયક શ્રી વીરનો, (૨)
જન્મ દિવસ ઉજમાલરે, ભુજંગજી
ઉજવંતાં ફલે લબ્ધિ આશરે, શીખડી શ્રી વીરની–સ૦

---

## ગરબો.

( રાહ–શોખીનો મુંબાઈના ચાલો ચોપાટીપર જઇએ )

ભાવિકો શાસનના ચાલો, ઉપાશ્રયમાં જઇએ,
કર્મોની કથનીને સુણવા, ઉપાશ્રયમાં જઇએ;
પૂજ્ય ગુરૂદેવોને વંદો, ધર્મ મર્મ સમજાવે ઉંડો,
સામાયિકનું વ્રત લેવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦

દિન આખામાં જે જે કીધું, પાપ વ્યાપારે દીધું લીધું,
પ્રતિક્રમણ પ્રાયશ્ચિત કરવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦

સર્વ વિરતિ સાધુઓના, અનુકરણ એ ઉચ્ચ જીવનનાં,
પર્વ તિથીએ પોસહ કરવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦

વીરે શાસન શાને સ્થાપ્યું, ભવ્ય જીવોનું ભવ દુઃખ કાપ્યું,
આત્માનું ઉચ્ચ જ્ઞાન લેવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦

વસ્તુપાલને તેજપાલનાં, કીર્તિવંત આદિ વીરોનાં,
વીર વિક્રમનું જીવન સુણવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦

જીવ હિંસાને દયા ધર્મનાં, માર્મિક તત્વો પૂર્વ જન્મનાં,
માનવતાના મુલ્ય સમજવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦
પર ઉપકારી ગુરૂ દેવોની, ક્ષમાવંત મુનિરાજોની,
અમૃતમય વાણી સાંભળવા, ઉપાશ્રયમાં જઇએ. ભાવિકો૦
જ્ઞાન ક્રિયા જો સાથે જાગે, આત્મા ભવસાગરથી તાગે,
ચંદુ જીવન પાર સમજવા, ઉપાશ્રયમાં જઇએ.
—ભાવિકો શાસનના ચાલો૦

---

## ગરબો.

(રાગ—રસના મંદિરીએ આલી)

વીરના (પ્રભુનાં) મંદિરીએ આવો, ઉલટ અંગ લાવો
છે મુરતિ અમીયભરી.
સહુ સાહેલી સાથ આવો, ભુલીને ભેદ ભાવો, છે મુરતિ૦

(અંતરો)

ન્વહણુ કરો પ્રભુ અંગે ઉલ્લાસથી,
કેસર ચંદન પુષ્પ આદિ સુવાસથી;
ધુપ ઉવેખો દીપ પ્રગટો ચોપાસથી,
હાંરે અંગ પૂજા રચાવો, કર્મો ખપાવો. છે મૂરતિ૦
અક્ષત તે શુદ્ધ તાંદુલ લઇને,
નૈવદ્ય તે શુદ્ધ સાકર સમજીને;
સોપારી આદિ ફળઉત્તમ ગ્રહીને,
હાંરે અગ્ર (દ્રવ્ય) પૂજા રચાવો, અંતર શુદ્ધ ભાવો. ,,

બાહ્ય અભ્યંતર પ્રભુ ગુણ ગાતાં,
આત્મ સ્વરૂપના ભેદો સમજાતાં;
પ્રભુ પ્રિતલડીએ દીલડાને દોરતાં,
હાંરે ભાવ પૂજા રચાવો, ચંદુ પુણ્ય પાવો. ,,

---

## મનહર છંદ

માત પિતા બ્હેન ભાઈ, પુત્રની જુઠી સગાઈ;
પ્રિયા દુઃખદાઈ સાચી, ધર્મની સગાઈ છે. ॥૧॥
સંસારે ન સાર કાંઇ, જર જોરૂની લડાઇ;
સ્વાર્થની સગાઇ ભાઇ, વિશ્વમાં ફેલાઈ છે. ॥૨॥
મોહ રાજાની ભવાઈ, જુવો ઠામ ઠામ ભાઈ;
જુઠી કમાઈ કરો તો, અન્તે દુઃખદાઈ છે. ॥૩॥
સાથે નહીં આવે કાંઈ, કરી લે ભલાઇ ભાઇ;
ફુલચંદ ધર્મ ભક્તિ, ભલી સુખદાઇ છે. ॥૪॥

(ફુલચંદ ખીમચંદ શાહ).

---

## "નાથ મુજ નાવડી"

### ( પ્રભાતિયું )

તાર ને તાર હો, પાપ ભારે ભરી!
નાથ મુજ નાવડી! તાર ને તાર હો! ૧
કામ ને ક્રોધના, લોભ માયા તણા!
પ્રાપ ભારે ભર્યા નાવડીએ!! તારને! ૨

રાગ ને દ્વેષના કલહ કંકાસના !
પાપ પહાણા ભરી નાવડીએ !! તારને ! ૩

ધન અને ધાન્યના, ભોગ વિલાસના !
પાપ પરિગ્રહે ભરી નાવડીએ !! તારને ! ૪

શરણુ અરિહંતનું, સિદ્ધ ભગવંતનું !
"વૈરાટી" શરણુ નાવડીએ ! તારને ! ૫

---

(રાગ—પહિલે જો મોહબ્બત સે ઇન્કાર કિયા હોતા)

દિલ મેં જો જિનવર કા સિમરણુ કિયા હોતા ।
તો હમકો ન દુનિયા કા દુઃખ સહના હોતા ॥૧॥

અબ જિનવર કે સિવા કોઈ દિલ મેં નહીં બસતા ।
વો જાન કે જીવન હૈ શરણુ હી લિયા હોતા ॥૨॥

માલૂમ અગર જો હોતા, વે દેવ કે હૈં દેવા ।
દિલ સે લગાઈ લેતા, તજતા કભી ન સેવા ॥૩॥

તૂં હૈ મેરા હી મેરા, એસા હી બચન દેના ।
આતમ-કમલ મેં જિનજી, હમેશ મેરે રહના ॥૪॥

ઇતના જો દે દો હમકો, ઉપકાર તેરા બહના ।
લબ્ધિસૂરિ હી તેરા, આધાર દિલ મેં લેના ॥૫॥

---

## ॥ બધાઈ ॥

॥ ફાવે તે રાગમાં. ॥

જિનરાજની બધાઈબાજે રે, દીનાનાથની બધાઇ બાજે છે.
શરણાઈ સૂર નોબત બાજે, ઓર ઘનનન જ્યું ગાજેરે–દી૦
ઈંદ્રાણી મિલ મંગળ ગાવે, મોતીયન ચોક પુરાવે રે–,,
સેવક પ્રભુજીસે અર્જ કરત હે, ચરણની સેવા પ્યારી લાગે છે–,,

---

## ॥ મંગલીક–ઘર આવો ઢોલા–દીપચંદી ॥

ઉત્સવ રંગ વધામણા, પ્રભુ પાર્શ્વને નામે;
કલ્યાણિક ઉત્સવ કીયો, ચઢતે પરિણામે, —ઉત્સવ૦
શત વર્ષાયુ જીવીને, અક્ષય સુખ સ્વામિ;
તુમ પદ સેવા ભક્તિમાં, નવિ રાખુ ખામી, —,,
સાચી ભક્તિ સાહિબા, રીઝો એક વેળા;
**શ્રી શુભવીર** હુએ સદા, મન વાંછિત મેળા —,,૩

---

## ॥ શ્રી શાન્તિજિન આરતિ ॥

જય જય આરતિ શાંતિ તુમારી,
તોરા ચરણ કમલકી મેં જાઉં બલિહારી—॥જય૦॥
વિશ્વસેન અચિરાજીકે નંદા,
શાંતિનાથ મુખ પુનમચંદા—॥જય૦॥
ચાલીશ ધનુષ સોવન મય કાયા,
મૃગ લંછન પ્રભુ ચરણ સુહાયા—॥જય૦॥

ચક્રવર્તિ પ્રભુ પાંચમા સોહે,
સોળમા જિનવર જગ સહુ મોહે—॥જય૦॥
મંગળ આરતિ ભોરહિં કીજે,
જન્મ જન્મનો લાહો લીજે—॥જય૦॥
કર જોડી સેવક ગુણ ગાવે,
સો નરનારી અમરપદ પાવે—॥જય૦॥

---

## ॥ મંગળ દીવો ॥

ચારો મંગળ ચાર, આજ ઘેર પ્રભુજી પધાર્યા—(૨)
પહેલે મંગળ પ્રભુજીને પૂજું, ઘસી કેસર ઘનસાર—આજ૦
બીજે મંગળ અગર ઉખેવું, કંઠે ઠવું ફૂલહાર—આજ૦
ત્રીજે મંગળ આરતિ ઉતારૂં, ઘંટ બજાવું રણકાર—આજ૦
ચોથે મંગળ પ્રભુ ગુણ ગાઉં, નાચું થેઈ થેઈકાર—આજ૦
રૂપચંદ કહે નાથ નિરંજન, ચરણ કમળ બલિહાર—આજ૦

---

ॐ શાન્તિ

જે રાત દિવસો જાય કરતાં, ધર્મની આરાધના
તેહિજ સફ્લા જાણુ ચેતન, રાખ ના તેમાં મણા,
રત્નો કરોડો આપતાં પણ, ક્ષણ ગયેલો ના મળે
ઉપદેશ એ પ્રભુ વીરનો, સંભાળજે તું પળે પળે.

* * * *

ચરણે પ્રભુ શ્રી વીરના, પ્રણમી વિનયથી ઉચરૂં
મળજો ભવોભવ તાહરૂં, શાસન ત્રિપુટી નિર્મળું,
આરાધના દુરે રહો પણ, રાગ શાસનનો મને
ભવસિંધુ પાર પમાડશે, એહી જ નિશ્ચય મુજ મને.

પુણ્ય પ્રક્ષાલે શતગણું, ચંદન લેપે હજાર;
લાખ ગણું છે પુષ્પમાં, સ્તવને પુન્ય અપાર.



પ્રાપ્તિસ્થાનઃ—
ભુરાભાઈ ફુલચંદ શાહ,
શાહપુર—મંગળપારેખનો ખાંચો,
રેવાદાસની પોળ, અમદાવાદ.



સૂચના—બુકપોષ્ટ દ્વારા મંગાવનાર ભાઈએ એક ચોપડી દીઠ ૦-૧-૯ ની ટીકીટ મોકલવી.

---

મુદ્રક : શાહ હીરાલાલ દેવચંદ, શારદા મુદ્રણાલય, જુમામસીદ સામે,
પાનકોર નાકા- અમદાવાદ. તા. ૭-૮-૪૧.